૨૫, ન્હાના ન્હાના રાસ, ભાગ ૨ જો (૨જી આવૃત્તિ) . . . . ૧૯૨૮
૨૬, ગીતમંજરી . . . . . . . . . . ૧૯૨૮
૨૭, જહાંગીર-નૂરજહાંન (૨જી આવૃત્તિ) . . . . . . ૧૯૨૮
૨૮, કુરુક્ષેત્ર, ચતુર્થ કાંડ, યોધપર્વણી . . . . . . ૧૯૨૮
૨૯, કુરુક્ષેત્ર, પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ . . . . . . ૧૯૨૮
૩૦, કુરુક્ષેત્ર, એકાદશ કાંડ, શરશય્યા . . . . . . ૧૯૨૯
૩૧, કુરુક્ષેત્ર, દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિર્ઘોષ . . . . ૧૯૩૦
૩૨, શાહાનશાહ અકબર શાહ . . . . . . . . ૧૯૩૦
૩૩, પાંખડીઓ . . . . . . . . . . ૧૯૩૦
૩૪, કુરુક્ષેત્ર, દશમ કાંડ, કાળનો ડંકો. . . . . . . ૧૯૩૦
૩૫, સંબોધન . . . . . . . . . . ૧૯૩૦
૩૬, દામ્પત્યસ્તોત્રો . . . . . . . . . ૧૯૩૧
૩૭, શિક્ષાપત્રી, સમશ્લોકી . . . . . . . . ૧૯૩૧
૩૮, બાળકાવ્યો . . . . . . . . . . ૧૯૩૧
૩૯, ઉપનિષત્પંચક . . . . . . . . . ૧૯૩૧
૪૦, સંઘમિત્રા . . . . . . . . . . ૧૯૩૧
૪૧, પ્રસ્તાવમાળા . . . . . . . . . ૧૯૩૨
૪૨, ઇન્દુકુમાર, અંક ૩જો . . . . . . . . ૧૯૩૨
૪૩, કવીશ્વર દલપતરામ, ભાગ ૧લો . . . . . . ૧૯૩૩
૪૪, આજ અને આગર . . . . . . . . . ૧૯૩૩
૪૫, જગત્કાદમ્બરીઓમાં સરસ્વતીચન્દ્ર . . . . . . ૧૯૩૩

## હવે પછી છપાશે

કવીશ્વર દલપતરામ, ભાગ ૨ જો — શ્રી હર્ષ
કવીશ્વર દલપતરામ, ભાગ ૩ જો — કુરુક્ષેત્રના કાંડો
ધર્મમન્થન — કેટલાંક કાવ્યો, ભાગ ૩ જો
વિચારણા — ગીતમંજરી, ભાગ ૨ જો

# પ્રેમભક્તિ–ગ્રન્થમાળા

| | | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|---|
| ૧, | કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૩ |
| ૨, | રાજસૂત્રોની કાવ્યત્રિપુટિ (૩ જી આવૃત્તિ) | ૧૯૦૩–૫–૧૧ |
| ૩, | વસન્તોત્સવ (૪થી આવૃત્તિ) | ૧૯૦૫ |
| ૪, | કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૮ |
| ૫, | ઈન્દુકુમાર, અંક ૧ લો (૩ જી આવૃત્તિ) | ૧૯૦૯ |
| ૬, | ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો (૭મી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૭, | શ્રીમદ્ ભગવદ્‌ગીતા, સમશ્લોકી (૨ જી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૮, | જયા–જયન્ત (૪થી આવૃત્તિ) | ૧૯૧૪ |
| ૯, | મેઘદૂત, સમશ્લોકી (૩જી આવૃત્તિ) | |
| ૧૦, | ઉષા (૫ મી આવૃત્તિ) | |
| ૧૧, | ચિત્રદર્શનો | |
| ૧૨, | રાજર્ષિ ભરત (૨ જી આવૃત્તિ) | |
| ૧૩, | પ્રેમકુંજ (૨ જી આવૃત્તિ) | |
| ૧૪, | પ્રેમભક્તિ–ભજનાવલિ (૨ જી આવૃત્તિ) | |
| ૧૫, | સાહિત્યમન્થન | |
| ૧૬, | વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી (૨ જી આવૃતિ) | |
| ૧૭, | શકુન્તલાનું સંભારણું (૨ જી આવૃત્તિ) | |
| ૧૮, | કુરુક્ષેત્ર, પ્રથમ કાંડ, યુગપલટો (૩ જી આવૃત્તિ) | |
| ૧૯, | કુરુક્ષેત્ર, દ્વાદશ કાંડ, મહાસુદર્શન (૨ જી આવૃ | |
| ૨૦, | ઉદ્‌બોધન (૨ જી આવૃત્તિ) | |
| ૨૧, | અર્ધશતાબ્દિના અનુભવબોલ (૨ જી આવૃત્તિ) | |

# પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

| | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|
| ૧, કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૩ |
| ૨, રાજસૂત્રોની કાવ્યત્રિપુટિ (૩ જી આવૃત્તિ) | ૧૯૦૩-૫-૧૧ |
| ૩, વસન્તોત્સવ (૪થી આવૃત્તિ) | ૧૯૦૫ |
| ૪, કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૮ |
| ૫, ઈન્દુકુમાર, અંક ૧ લો (૩ જી આવૃત્તિ) | ૧૯૦૯ |
| ૬, ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો (૭મી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૭, શ્રીમદ્ ભગવદ્ગીતા, સમશ્લોકી (૨ જી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૮, જયા-જયન્ત (૪થી આવૃત્તિ) | ૧૯૧૪ |
| ૯, મેઘદૂત, સમશ્લોકી (૩જી આવૃત્તિ) | ૧૯૧૭ |
| ૧૦, ઉષા (૫મી આવૃત્તિ) | ૧૯૧૮ |
| ૧૧, ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨, રાજર્ષિ ભરત (૨ જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૩, પ્રેમકુંજ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૪, પ્રેમભક્તિ-ભજનાવલિ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૪ |
| ૧૫, સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬, વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી (૨ જી આવૃતિ) | ૧૯૨૫ |
| ૧૭, શકુન્તલાનું સંભારણું (૨ જી આવૃત્તિ) | ૧૯૨૬ |
| ૧૮, કુરુક્ષેત્ર, પ્રથમ કાંડ, યુગપલટો (૩ જી આવૃત્તિ) | ૧૯૨૬ |
| ૧૯, કુરુક્ષેત્ર, દ્વાદશ કાંડ, મહાસુદર્શન (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૦, ઉદ્બોધન (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૧, અર્ધશતાબ્દિના અનુભવબોલ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૨, સંસારમન્થન (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૩, વિશ્વગીતા (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૪, ઇન્દુકુમાર, અંક ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |

પ્રેમભક્તિ ગ્રન્થમાળા

# જગત્કાદમ્બરીઓમાં સરસ્વતીચન્દ્રનું સ્થાન

[illegible]

વિ. સં ૧૯૯૦

ઈ. સ. ૧૯૩૩

કીંમત સવા રૂપીઓ

પ્રથમાવૃત્તિના પ્રકાશક: ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા બી.એ., એલએલ.બી., ઍડવોકેટ
નાગરવાડો નડિયાદ

આવૃત્તિ ૧લી ૧૯૩૩ પ્રત ૧૧૫૦



૧૯૨૭ની સાલ પછી પ્રેમભક્તિ-ગ્રન્થમાળાના પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક નકલ ઉપર કર્તાની ટૂંકી સહી હોય છે.

મુદ્રક • બચુભાઇ પોપટભાઇ રાવત કુમાર પ્રિન્ટરી ૧૪૫૪ રાયપુર અમદાવાદ




ચક્રવર્તી નૃપેન્દ્રના ચક્રવર્તી કવીન્દ્ર

સમસ્ત કાદમ્બરીમંડળના ચક્રચૂડામણિ

## કવિવર બાણભટ્ટને ચરણે

ઘેરાં તેજસ ભવ્ય મેઘપટલે ધૌલેખ સૂર્યે લખ્યા,
આલેખ્યા વનરાજીએ પ્રકૃતિના મન્ત્રો હિમાદ્રિતટે,
કે અમ્ભોધિતરંગના દળદળે ગેબી કશું ચીતર્યું:
એવી તેજસ ભવ્ય શબ્દલહરો તે બાણકાદમ્બરી.

૨

આહ્લાદી નિર્મળી જાણે ચન્દનીનું સરોવર,
રચ્યો અચ્છોદઆરે ત્હેં અક્ષરપ્રાસાદ અક્ષર.

૩

મહાવને છે કવિતા પત્રપત્રે,
ઉદ્યાનમાં છે કવિતા પુષ્પપુષ્પે;
ને તેજમાં કવિતા રશ્મિરશ્મિએ:
એવી ત્હારા મહાગ્રન્થે કવિતા શબ્દશબ્દે.

૪

મૂવાંને અમૃત પાતી, સૌને સંજીવની સમી,
ગાથા જન્માન્તરોની એ જન્માન્તરભર જીવશે.

૫

રાજેન્દ્ર ત્હારો પ્રતિ પંચવર્ષીએ
ભરતો હતો ધાર્મિક એ પરિષદો;

# પચ્ચીશેક વર્ષ પછી

ઈસ્વી ૧૯૧૦ની શરદરજામાં હું મુંબઈમાં હતો. અમારૂં મિત્રમંડળ ત્‍હારે કંઇ કંઈ સ્વપ્નાંઓ ઘડતું હતું. એ શરદપૂર્ણિમા દરિયાકાંઠે દરિયામહેલમાં અમે ઉજવી હતી; જેનું, પછી, મ્હારાં ચિત્રદર્શનોમાં છપાયેલું કાવ્ય રચાયું. એ દશેરાની રાત્રીએ સાધુચરિત સ્વ. પઢિયારજીએ મસ્તાંનો આઇસ્ક્રીમ અને એવી અવનવી મીઠાઇઓ ચખાડી હતી; ને ગો. વા. ભજન-મસ્ત બાવા મોહનદાસજીએ ભજનોનાં ગીતનૃત્યનો છલકાતો રસથાળ પીરસ્યો હતો. એ નવરાત્રીની શરતજ્યોત તિથિઓમાં એક સ્વપ્નું અમે એ ઘડયું હતું કે ૧૯૧૧ના દશેરા ઉપર, ગોવર્ધનભાઈની જન્મતિથિએ, એ જગતસાક્ષરને અને ગુર્જર-સાહિત્યને શોભતી ગોવર્ધનજયન્તી ઉજવવી. રણજિતરામસ્થાપી જયન્તીપ્રથા ત્‍હારે નવીન જ હતી. ત્રણ તિથિઓનો ઉત્સવસમારંભ મુંબઈ નગરીમાં રચવો; આપણા કલાકુશળ નટવરો કને—-આર્યનીતિનાટક સમાજે ત્‍હારે હજી સરસ્વતીચન્દ્રનું નાટક ભજવ્યું ન હતું. —એ કાદમ્બરીમાંના કેટલાક પ્રવેશો ભજવાવવા; બિરદાળી મા!, મ્હારે જોઇએ ગુલાબ અને કેવડો જો!, વાંસલડી વાજે, જોગીડા! તું વાંસલડી વાજેઃ એવાં સરસ્વતીચન્દ્રમાંનાં રાસગીત મુંબઈનગરીની રાસઝીલનારીઓ કને ગવરાવવાં; ચિત્રકારો કને ચિત્રભાવનાવન્તા પ્રસંગોનાં ચિત્રો ચીતરાવવાં; અને એમ જાહોજલાલીવન્તો ગુર્જરસાહિત્યોત્સવ ઉજવવોઃ એવા એવા સ્વપ્નસંકલ્પ હતા. એ ગોવર્ધનોત્સવના પ્રધાન વ્યાખ્યાનકારનો ભાર મ્હારે માથે ઢોળાયો હતો. દીવાળી નજીક આવ્યે મ્હેં પછી મુંબઇ છોડયું. અન્ય કલાસામગ્રી તૈયાર થતાં લાગે તેથી સમારંભશોભતી વ્યાખ્યાનસામગ્રી તૈયાર કરતાં મ્હને અતિઅધિક વાર લાગશે એમ હતું, એટલે હું મ્હારી તૈયારીમાં પડ્યો. દોઢેક માસે, ૩-૧૨-૧૦ની તારીખે, વ્યાખ્યાન લખાઈ રહ્યું. એ આ વ્યાખ્યાનઃ અમારી એ આનન્દતિથિઓનાં સ્વપ્નાંઓનું સંભારણું.

સૌનાં સહુ સ્વપ્નાં કંઈ ફળે છે? અમારૂં એ સ્વપ્નું ન ફળ્યુ. પણ એ સાહિત્યસ્વપ્નનો

આ એક સ્વપ્નાવશેષ રહી ગયો છે. આમાં એક ફ્રેંચ સાહિત્યખંડ ત્ય્હારે લખાવો અધૂરો રહ્યો હતો. એ સાહિત્યખંડ લખવાને Landmarks of French Literature, by G. L. Strachey નામનું પુસ્તક પ્રો. ગર્જરના ગ્રન્થસંગ્રહમાંથી ત્ય્હારે લીધું હતું તે હજી મ્હારી પાસે છે. પછી આ સાલમાં–૧૯૩૩માં–An Illustrated History af French Literature, by Ch–M. Des Granges એ મહાગ્રન્થ પ્રાપ્ત થયો. એ એને આધારે ફ્રેંચ સાહિત્યખંડ હમણાં લખ્યો છે. હકીકતો એમાંથી લીધી છે, વિચારમાળા–ઘણે ભાગે–મ્હારી ને ત્ય્હારની નોંધમાંની છે.

પાએક સદી પછી આ સાહિત્યમીમાંસા ગુજરાતને આજ અર્પાય છે. ગુજરાતને તેમ જ ગોવર્ધનભાઈને ઉભયને એ અતિદીર્ઘ વિલંબથી જાણ્યેઅજાણ્યે અન્યાય થઈ ગયો છે. આપણા સાહિત્યકારોનાં વિશ્વમૂલ્ય—World values—આંકવાની પ્રથા યે એટલી મોડી આરંભાય છે. ૨૫ વર્ષ ઉપરના આ વ્યાખ્યાનમાં આજ કેટલીએક ચ્હેરાચ્હેરીઓ નથી કરી એમ નહિ.

આ સાહિત્યમીમાંસા લખાઈ ત્હેની પૂર્વે, મ્હારો ઇન્દુકુમારનો પ્રથમ અંક ૧૯૧૦માં છપાયો ત્હેની યે પ્હેલાંથી, સાહિત્યદેશે મ્હારી આન્તરરાષ્ટ્રીય દૃષ્ટિ છે કે આપણા સાહિત્યનું, સાહિત્યકારોનું, સાહિત્યગ્રન્થોનું, જગતસાહિત્યમાં સ્થાન કિયું ? ઇન્દુકુમાર વિશે એ પ્રશ્ન એક મિત્રને મેં ત્ય્હારે પૂછ્યો હતો. પછી ૧૯૨૦માં 'જગતસાહિત્યમાં ગુજરાતી સાહિત્ય' નામનું વ્યાખ્યાન ભાવનગરની જનતા સમક્ષ આપ્યું હતું. આપણાં મોતીને, ઘંઉને, કપાસને, કાપડને મૂલવિયે છીએ એમ આપણે આપણા સાહિત્યગ્રન્થોને ને સાહિત્યકારોને મૂલવવા પડશે. જગતમૂલવણી એ જ સાહિત્યમૂલની સાચી કસોટી છે.

પાએક સદી પછી યે ગુજરાત ! આજ તું ત્હારૂં સંભાળી લે; કે મ્હારે માથેથી એક ઋણ ઉતરે.

ન્હાનાલાલ દલપતરામ કવિ

ગોલિસ પૂલ • અમદાવાદ
૧૩મી ઑગસ્ટ • ૧૯૩૩
કૃષ્ણ જન્માષ્ટમી • ૧૯૮૯



## ગુર્જરસાહિત્યનાં ગુણજ્ઞ રસવારસો !

આપણા આર્યકુળના સંસ્કારશિષ્ટાચારને અનુવર્તી એ સદ્‌ગત સાહિત્યાચાર્યનું શ્રાદ્ધ ઉજવવાને આપણો આ સાહિત્યવિલાસી સમુદાય આજ મળ્યો છે. ઈ.સ. ૧૮૮૭માં ગુર્જરદેશે એક સાહિત્યપ્રદીપ પ્રગટ્યો; ને એનો યશપ્રકાશ આપણા નગરો ને સરસ્વતીમન્દિરોમાં પ્રસર્યો. દેશભરની કલ્પનાને એણે સળગાવી મૂકી; અવનવાં આરઝૂ ને અભિલાષ એણે જગાડ્યાં. ગુજરાતે જગતસાક્ષરતામાં ત્ય્હારે પગ મૂક્યો. દલપતે સાહિત્યસંન્યાસ લીધો ને નર્મદે પ્રથમ કાવ્ય રચ્યું એ સાલમાં, ઇ. સ. ૧૮૫૫માં, ગોવર્ધનરામભાઈનો સ્થૂલ દેહ જન્મ્યો હતો; અને પછી ૩૨ વર્ષે, ગુર્જરપાટનગરે દલપતમહોત્સવ ઉજવાયો એ સાલમાં, ઈ.સ. ૧૮૮૭માં, ગોવર્ધનભાઈનો અક્ષરદેહ જન્મ્યો. અર્ધી સદી ઉપરની તડકીછાંયડી અનુભવી ત્હેમનું વિનશ્વર શરીર ઇ. સ. ૧૯૦૭ની સાલ બેસતાં જ કાળધર્મને પામ્યું. પૂર્વજોનો સદ્‌ગુણસારસંચય શ્રદ્ધાભક્તિથી સંભારવો એને સહુ પ્રજાઓ શ્રાદ્ધવિધિ કહે છે. લોકભાવનામાં ગોવર્ધનરામભાઈ અને સરસ્વતીચન્દ્ર એ લગભગ પર્યાય શબ્દો છે. શ્રી મોરલીધરજીના નામોચ્ચરણની સાથે જ મોરલીધરજીની મોરલીનાં સ્મરણો જાગે છે, તેમ ગોવર્ધનભાઈનાં નામસ્મરણની સંગાથે જ સરસ્વતીચન્દ્રની સ્મૃતિ ખડી થાય છે. એ મહાવાર્તાની મહત્તા શી છે? એનાં ચેતનજોમ શાં છે? એના રસઓઘ કેવાક છે? એની પ્રતિભાનાં પાણીપૂર શી વિધનાં છે? એનાં જગતમૂલ કેટલાં છે? ગુર્જરગદ્યાવલિમાં એ મેરુ છે; દુનિયાંની રસગદ્યાવલિમાં એ મેર છે કે મણકો? જગતકાદંબરીઓમાં સરસ્વતીચન્દ્રનું સ્થાન કિયું છે એ પ્રશ્ન અન્તરમાં આજ સહજ ઉદ્‌ભવે છે. વિચારિયે; અને ગોવર્ધનભાઈનું એ વિધિએ ગુણ-

કીર્તન ને શ્રાદ્ધપૂજન કરિયે. લગભગ અર્ધી સદી સૂધી ગુર્જરપ્રજા એ રસપિ સન્મુખે સાનન્દાશ્ચર્યની સમાધિમાં મોહમુગ્ધ ઉભી. અર્ધી સદીનાં આશ્ચર્યાનન્દ ને પૂજ્યભાવ પછી આપણાથી મપાય એટલી એમની મહત્તા આજ માપિયે.

પૂર્ણ ભાસ્કરનો મહાભગ એનાં દર્શનાભિલાષીને દર્શન કરતાં અન્તરાયે ઉભે છે; એમ ગોવર્ધનભાઈની મહત્તા એ જ એમની યથાર્થ તુલનામાં અન્તરાય-રૂપ છે. આપણી બુદ્ધિનાં પલ્લાંમાં યથાવત્ એ માશે ને જોખાશે? જગતનાં ગદ્યસાહિત્યાકાશમાં જે થોડાક ગ્રહજ્યોતિઓ ઝળાંસળાં ઝળહળે છે, ગોવર્ધન-ભાઈ એ જ્યોતિર્મંડળમાંના હતા. સાગરનાં માપ આજ લેવાયાં; પણ આકાશનાં ઉંડાણનાં તો હજી અનુમાન જ છે. ગોવર્ધનભાઈની—ને સરસ્વતીચન્દ્રની—તુલના એમના કોઈ અનન્ય ભક્તને હાથે થઇ હોત તો અધિકી સારગ્રાહી ને સર્વગ્રાહી થાત. એમની અનુભવપક્વ તેજસ્વીની સમર્થ બુદ્ધિમાંથી પરિણમેલા કેટલાક અભિપ્રાયો હું અસ્વીકારૂં છું. પોપના ને લ્યૂથરના સાંપ્રદાયીઓના જેવો ને જેટલો એમનો અને મ્હારો આચારવિચારનો સંપ્રદાયભેદ છે. છતાં અભિપ્રાય-ભિન્નતાથી દેવના દાનવ કે ગુણના અવગુણ ન થાય. ગોવર્ધનભાઈની સીમાઓ ને દીવાલો અણવિચારી નથી.—ને સાગરની ખારાશ પારખવાને લાંબા વિચાર-વિસ્તાર કે બુદ્ધિચાતુર્ય નથી જોઈતાં. એમનાં ઉભરાતા મહોદધિની ભરતીઓ જે અગાધતા સૂચવે છે એ અવલોકવાને કાજે પણ પ્રયત્ન મ્હેં કીધા છે; અને મ્હારૂં એ દર્શન આપને દર્શાવવા આજ મથીશ. સાંપ્રદાયિક ભેદો છતાં, સંસાર-પ્રશ્નોના ઉકેલની દિશાભિન્નતા છતાં, સત્યાન્વેષણ રસોપાસના ને સૌન્દર્ય-ભક્તિમાં, તેમ જ દેશહિતચિન્તન સંસારોન્નતિ ને પ્રગતિપ્રસ્થાનના ભાવનાદેશે એ મહાનુભાવ ગુજરાતના એક ગુરુસ્થાને છે. એમના જગતવન્દ્ય ગુણપ્રભાવની કંઇક ઝાંખી આપ કેટલાકને કરાવું તો આજની મ્હારી શ્રમસફળતા માનીશ.

સ્રષ્ટાનો અને સ્રષ્ટિનીઓ ! ગુજરાતના ગદ્યલેખનની વિકાસકથા નથી લાંબી કે નથી અટપટી; પણ અદ્ભુત છે. ચાળીશ વર્ષમાં, સ્વતન્ત્ર ગદ્યલેખનનાં દ્વાર ઉઘડ્યાં પછી ચાર દાયકામાં, આપણા ગદ્યસાહિત્યનું શિખર સરસ્વતીચન્દ્ર આપણને મળ્યું છે. મનુષ્યજાતિના આધ્યાત્મિક વિકાસઇતિહાસમાં જે કેટલાક ચિરસ્મરણીય પ્રસંગો બન્યા છે એમાંનો એક ગુર્જરગિરાના ગદ્યલેખનનો વિકાસપ્રસંગ છે. દેશવિસ્તારી, રાજછત્રપરિરક્ષિત, સુવિરૂઢ બૌદ્ધ ધર્મનું આર્યાવર્તેથી, ઉડતી રજનીની પેઠે, ઉડી જવું અને અનેકકિરણી વેદાન્તસિદ્ધાન્તનું, ઉગતા સૂર્યની પેઠે, ઉગવું ને તપવું: એશિયા આફ્રિકા અને યૂરોપની ખંડત્રિવેણીમાં અન્ધારભક્ષી વડવાનળની જ્વાળાની પેઠે પયધસ્તર મહમ્મદના એકેશ્વરી ધર્મવીરત્વનું વિસ્તરવું: યૂરોપનાં જીર્ણપુરાણાં ઉદ્યાનોમાં કુંજેકુંજે લ્હાય લગાડતી, સાક્ષાત અગ્નિ અને વિજળીનાં હોય એવાં નવજળવાદળની પ્રચંડ ધૂમાધૂમવન્તી, અને ધરાધ્રજાવતા સંગ્રામસમારંભની મહામદોન્મત્ત વિચારજ્વાળામુખી સમી, ૧૭૮૯થી ૧૮૧૫ પર્યન્તની ફ્રાન્સમાંની વિપ્લવપચ્ચીશી: પ્રાચીપ્રદેશવાસી સૂર્યધ્વજી જપાનની, યોગસમાધિના સરખી, 'જરા ગઈ ને જોબન આવિયું' એવું જગતસુખડે જયગીત ગવરાવતી, સંસ્કારસમૃદ્ધિની અનેક સામગ્રી સગ્રહતી, ૧૮૫૩ થી ૧૮૯૩ સૂધીની સૌનશાળી પ્રાતઃસન્ધ્યા: વિશ્વવાર્તામાંના એ ચમત્કાર ચતુષ્ટયના પ્રકારનો કંઈક ગુર્જરદેશવાર્તામાંનો ગુર્જરગદ્યલેખનના ખિલાવનો પાંચમો સાહિત્યચમત્કાર છે. માનવવંશનો આત્મવિકાસ નોંધતી જગતની સાહિત્યકથામાં એ વિરલ છે. ગુર્જર વાઙ્મયના ઈતિહાસઅભ્યાસકોથી એ અજાણ્યું નથી કે આપણી પુરાણકુંજના સહુ સાક્ષરમયૂરો, સહુ પ્રજાઓના આદિયુગના રસોપાસકોની પેઠે, કેકાવલિ જ ગાતા. ઇ. સ. ૧૮૪૮ પહેલાંના વિશિષ્ટ ગદ્યગ્રન્થ—શ્રીમન્ સ્વામીનારાયણનાં વચનામૃતો શિવાયના—આપણા ગુર્જરસાહિત્યમાં કોક જ હશે. અને એ વચનામૃતો પણ

૧૯મી સદીના આદિ ત્રણ દાયકામાંનાં. વચનામૃતોની પછી ૧૮૨૬–૩૦ના અરસામાં શ્રી રણછોડલાલ ઝવેરીએ મરાઠીમાંથી ગદ્ય ભાષાન્તરો કીધાં, કેટલાક શાળોપયોગી ગ્રન્થો લખ્યા. આપણો એ ભાષાન્તરગદ્યપ્રવેશ. તે પછી સ્વતન્ત્ર ગદ્યલેખનનાં પગરણ મંડાયાં. ૧૮૪૯માં ક.દ.ડા. એ ભૂતનિબન્ધ લખ્યો, ને ૧૮૫૧માં જ્ઞાતિનિબન્ધ લખ્યો. એ નિબન્ધો નથી, ગ્રન્થો છે. ફાર્બસે ભૂતનિબન્ધનું ને કેમ્પબેલે જ્ઞાતિનિબન્ધનું ઇંગ્રેજી ભાષાન્તર કીધું છે. છેલ્લાં ૮૫ વર્ષમાં આંગળીને વેઢે ગણાય એટલા ઇંગ્રેજી ભાષાન્તર થયેલા ગુર્જરગ્રન્થોમાંના પ્રથમ ગદ્યગ્રન્થો તે દલપતરામના ભૂતનિબન્ધ ને જ્ઞાતિનિબન્ધ. પણ ગદ્યલેખનને ક.દ.ડા. સદા આનુષંગી સાહિત્યપ્રવૃત્તિ માનતા, કવિતાને જ જીવનધર્મ પ્રમાણતા. ક.દ.ડા.ની પછી ગુજરાતી ગદ્યપ્રવાહ વહેવડાવનાર તે આપણો કવિ નર્મદ. ૧૮૫૫માં—ગોવર્ધનભાઇનાં જન્મવર્ષમાં જ—નર્મદે નર્મગદ્યનાં વિધિવત પાનાં લખ્યાં. દલપતનર્મદના એ ગદ્યગ્રન્થોની પછી, ૧૮૫૭-૫૮માં, એ યુગની ગુર્જરવાંચનમાળા લખાઇ. ગુજરાતના સ્વતન્ત્ર ગદ્યલેખ ભૂતનિબન્ધ પછી, ૧૮૪૯ પછી, ચાળીશેક વર્ષમાં, ૧૮૮૭માં, સરસ્વતીચન્દ્રની જગત્‌કાદમ્બરી ગુર્જરગિરાને ખોળે જન્મી. ચાર દાયકામાંનો એ ગુર્જરગદ્યલેખનનો વિકાસ. સજ્જનો અને સન્નારીઓ ! ગુજરાતના અર્વાચીન ઇતિહાસની સાક્ષી સાંભળોઃ સ્વતન્ત્ર હોય ત્‍હાં હિન્દનું પુણ્યપ્રતાપી બ્રહ્મવર્ચસ્ આજે ય પ્રતાપવન્તું પ્રકાશે; સંસારબ્હેમની ધર્મબ્હેમની રાજબ્હેમની એવી એવી બ્હેમણાધાઓ નથી હોતી એ દિશાદેશોમાં પૂર્વકીર્તિત જાહોજલાલી ભરેલું એ વેદપ્રાચીનબ્રહ્મવર્ચસ્ આજે પણ પ્રગટે ને પ્રફુલ્લે છે. ગુર્જરપ્રજાનો સૂતરવણાટનો ઉદ્યોગખિલાવ અને ગુર્જરગિરાના ગદ્યવિકાસનો ઇતિહાસઃ વર્તમાન યુગની એ બે સાક્ષીઓ અનૃતવાદી નથી. આપણી કાપડવણાટની મીલોમાં વર્તમાન ગુજરાતની વૈશ્યબુદ્ધિના ગુણદોષ વિકાસેલા છે; સરસ્વતીચન્દ્રની કાદમ્બરીમાં ગઇસદીના છેલ્લા

દાયકાના ગુજરાતની સાક્ષરબુદ્ધિના ગુણદોષ વિરાજેલા છે. જગતકાદમ્બરી-ઓમાં આપણા ગદ્યલેખનના શિખરરૂપ સરસ્વતીચન્દ્રનું સ્થાન વિચારવાનો આજનો આપણો ઉદ્દેશ ને પ્રયત્ન છે. ગુજરાતની—ને હિન્દની—દૈવી સંપત્તિનો આત્મભંડાર, બહુભંડાયેલા વર્તમાનમાં પણ, કેટલો વૈભવવન્તો છે એ મહાસત્ય પણ આજની વિચારણાને પરિણામે સુસ્પષ્ટ થશે.

જગતકાદમ્બરીઓમાં સરસ્વતીચન્દ્રનું સ્થાન જાણવાને કાજે જગતની મહા-પ્રજાઓની સર્વોત્તમ કાદમ્બરીઓનું દિગ્દર્શન આજ આપણે જરાતરા કરવું જોઇશે. અને એ અનુભવમાપ પછીજ નિર્ધારાય કે જગતની એ રસ-શિખરમાળામાં સુન્દરગિરિનું શિખર કેટલું સુન્દર ને ઉન્નત છે. પ્રજાઓનો પિતામહ પ્રાચીનઅર્વાચીન હિન્દ, ઇતિહાસનું બાળક નવીન અમેરિકા, મધ્ય-કાલિન સ્પેઇન, પુરાણું અરબસ્તાન, ઇંગ્લાંડ રશિયા જર્મની ફ્રાન્સ—આધુનિક સંસ્કૃતિની એ યૂરોપી મહાપ્રજાઓ: એ સૌએ સ્વયં ઉચ્ચારેલી ઉત્તમોત્તમ કાદમ્બરીઓના નમૂનાઓની મિતાક્ષરી વિચારણા અત્યહારે આદરીશું; અને, પૃથ્વીપરકમ્માવાસીઓ કરે છે તેમ, સૌન્દર્યનાં કેટલાંક સર્વવિદિત કેન્દ્રસ્થાનો-માં એકેક—બેબે પગલાં ભરી પૃથ્વીની રસપરકમ્મા આપણે કરીશું; અને એમ, રસતીર્થરાજોનાં તીર્થોદક લેતાં લેતાં, આપણો પુણ્યસંભાર સંભરીશું. રસનું જગત વિસ્તીર્ણ છે, ને હજી વિસ્તરે છે. તો ચાલો, ત્યહારે, આપણું વતન એ જ આપણું પ્રથમ તીર્થ.

દુનિયામાંના મહાધર્મો અને પયગમ્બરો: કવિતા યોગ ભક્તિ જ્ઞાન ફિલસુફિ સંસારપર્યેષણા: એ સૌ, સૂર્ય ને સૂર્યના પ્રકાશની પેઠે, પૂર્વને ખોળે જન્મેલાં છે; એમ આદિ મહાકાદમ્બરી પણ પૂર્વને ઉછંગે પ્રગટી છે. ચક્રવર્તી શાર્લમેઇને એમનું ધાર્મિક સામ્રાજ્ય યૂરોપમાં સ્થાપ્યું, કે દિગ્વિજયી ખલીફા-

એઓએ ઈસ્લામી ધર્મધ્વજ સમરકન્દમાં સિન્ધુતીરે ને જીબ્રાલ્ટર ઓળંગી યૂ-રોપમાં ફરકાવ્યો ત્હેની પહેલાં બાણભટ્ટની કાદમ્બરી રચાઈ હતી. જગતની એ પ્રાચીન રસવાર્તાનો નન્દન સમોવડો અક્ષરપ્રાસાદ શ્રી હર્ષદેવના રાજ્યકાળમાં પિતાએ આદર્યો, અને એ અપૂર્ણ પિતૃપ્રાસાદ પુત્રે પરિપૂર્ણ કર્યો. પિતાનાં આદર્યાં અધૂરાં પૂરાં કરનાર એવા સપૂત વિરલા હોય. સંસ્કૃત વાઙ્ભૂમિમાંની રસયમુનાને તીરે વિરાજતો કાદમ્બરી તો અક્ષરપ્રબન્ધ તાજમહેલ છે. એ એક જ સાહિત્યભવનમાં વિશ્વનો એટએટલો સૌન્દર્યસંચય સંભરેલો છે કે આ-લંકારિકોએ એવું વચન ઉચ્ચાર્યું કે बाणोच्छिष्टं जगतसर्वम्. વિદ્યુલ્લતા સરખી બ્રહ્માંડસંચારિણી એમની કલ્પનાના વેગ વિશાળતા ને ઉડ્ડયન, મૃત્યુનાં અગસ્ય આકાશોને ઓળંગતી ને જન્માન્તરની અભેદ્ય દીવાલોને અવગણતી એમની વસ્તુસંકલના, વર્ષામાં દિને દિને ઘેરાતી અને ગર્જના ગર્જતી અનેકરંગી મેઘમાળાના જેવી એની વર્ણનપરંપરા ને સહસ્રધાર વર્ષતી રસવૃષ્ટિ: અણમૂલા જવાહીરના મહારાશી જેવો એનો સૌન્દર્યવૈભવ જગત્કાદંબરીમંડળે આજ પર્યન્ત અદ્વિતીય રહેલો છે. બાણભટ્ટની બહુરંગી ફૂલવાડીનાં ફૂલમંડપોમાં લોકોત્તર સુગન્ધ છે. કાદમ્બરી ને મહાશ્વેતા, પુંડરીક ને ચન્દ્રાપીડની, અલકાનિવાસી યક્ષરાજો સમી, રમણીયતા સાહિત્યસ્વર્ગમાં યે મહામૂલી છે. જગત્વાઙ્મયના મણિભંડારમાં કાદમ્બરી અનેકજ્યોત કોહીનૂર છે: જગત્કાદમ્બરીઓનાં ઝવેરખાનામાં એ એક ને અદ્વિતીય છે.—અને આપણા અર્વાચીન હિન્દના કા-દમ્બરીકારની મહત્તા બાણભટ્ટનાથી નિરાળી છે. છૂટેલી વેણીની અલકલટોના જેવી અનેકશાખાળી ભાગીરથી બંગભૂમિમાં વહે છે ને દેશને રસાળ કરે છે; એવી બંકીમચન્દ્ર ચટ્ટોપાધ્યાયની રસગંગા, અનેક સ્રોતસ્વિની થઈ, અનેક કાદમ્બરીઓમાં બંગભૂમિએ અવતરે છે. બંકીમનાં અભ્યાસ ને અવલોકન વિશાળ હતાં; ચિન્તન ઉંડું હતું; રસપૂર, ભાગીરથીના પૂરના પટ સમોવડ,

ગાહોણુ ફળદ્રુપ વૈભવશાળી હતું. પણ એ વૈભવશાળી રસઓઘ, ગંગાસાગર સમો, અનેક ઝરણાંમાં વેરાઇ ગયેલો છે. બંગસાહિત્યકુંજોમાં એનાં ન્હાનાં ન્હાનાં, સ્ફાટિકપાળબાંધ્યા સુન્દર કુંડ સમાં, સરોવરો બન્યાં છે. એક માર્તંડરાજનો જ્યોતિઃપ્રવાહ નથી રહ્યો; અનેક તારકાવલિનાં ઝૂમખાંરૂપે બંકીમ ઝગઝગે છે. સુન્દરતા ઘટી નથી, રસછોળ ઓસરી નથી, જ્ઞાનભારતી સૂકાઈ નથી; પણ એકનિષ્ઠ ગૂંથણની ધીંગી પ્રતિભાનો સામર્થ્યપ્રભાવ પાતળો પડ્યો છે. મહાકાવ્યની એકાગ્રતાનું યોગબળ એમાં અધૂરૂં છે. મેરી કોરેલી ને બાલઝાક, હોલ કેઈન ને મેરીડિથ, ડૂમા ને ગાલ્સવર્ધી: એવા એવા રસિકોના અર્વાચીન યૂરોપમાં બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાય એક દેવની પેઠે પૂજાય. પણ ગોઇથે હ્યૂગો ટોલસ્ટોય બાણભટ્ટ ગોવર્ધનભાઇ જેવા ગદ્યમહાકાવ્યની ભાવના સેવતા મહાકાદમ્બરીકારોના યોગપ્રભાવી મહર્ષિમંડળમાં એ દેવ સ્વયં પૂજારી બને. અન્ધારિયાની રાત્રીમાં ઝીણું ઝીણું ઝગમગતા અન્ધારાને અજવાળતા, ને મધરાતના દિશાલોપનમાં દિશાસૂચનની, અનેક દીપકજ્યોત જેવી, અંગુલિ દાખવતા, બંકીમચન્દ્ર હતા હિન્દના સોળશગ દેશદીપક. અને એ અન્ધારરાત્રીના પુરોગામી દિવસની મધ્યાહ્નોત્તર સુન્દરતાને સુન્દર કરતા હિન્દના, ને સમસ્ત રસજગતના, ગદ્યસાહિત્યાકાશના પ્રચંડતેજસ્વી ભાસ્કર તે બાણભટ્ટ.

વર્તમાન મહાપ્રજાઓની માતામહી આર્યપ્રજાનાં ઉન્નતોન્નત એ રસશિખર, અને એમનાં સૌન્દર્યોપવન આપણે જોયાં. હવે એ માતામહીની પૌત્રી સમી અમેરિકાની મહાપ્રજાનાં સાહિત્યમહેલ નિરખિયે. સ્વયં યૂરોપમાં યે નવલકથા તે છેલ્લી બે સદીમાં ફાલેલું જટાજૂથ છે. પોતાનાં નવઉદ્યાન, મનુષ્યપ્રવૃત્તિના પ્રત્યેક ફૂલરોપ વાવી વાવી, અમેરિકાએ વિભૂષિત કીધાં છે. યુગયુગજૂના શ્રમપરિપાકનો પૂર્વગોળાર્ધનો ફાલ એ અમેરિકાની બીજસમૃદ્ધિ

હતી. ત્ય્હાં ઇતિહાસના પાયા માંડવાના હતા; તેથી ન્હોતાં ત્ય્હાં શૈલીપ્રાધાન્ય કે ન્હોતાં ત્ય્હાં રૂઢીબન્ધન. એ કારણે એ સંસ્કૃતિઉદ્યાનની કેટલીક ક્યારીઓ ત્ય્હાં અનુપમ રચાઇ ને વિકસી. કાદમ્બરીઓનો ગુલઝાર પણ એ ખંડવાસીઓ-એ વિસાર્યો નથી. નેથેનિયલ હોથોર્ન એમનો Classic કાદમ્બરીકાર; અને સ્કારલેટ લેટર હોથોર્નની Classic કાદમ્બરી. હિન્દના લક્ષ્મીભંડારની લલુતાથી પ્રેરાઈ હિન્દનો જળમાર્ગ શોધવા જતાં કોલંબસે અમેરિકા ખંડની યૂરોપને ભાળ દીધી. પછી પ્રધાનતઃ ત્રણ પ્રકારનાં યૂરોપમંડળો અમેરિકામાં ઉતર્યાં. કેટલાક સોનાની શોધમાં અમેરિકા ગયા; કેટલીક યૂરોપી વસ્તીની છલકાઇ જતી છાલકોએ જઇ અમેરિકાને વતન કીધું; અને, પ્રોટેસ્ટન્ટકેથોલિક સંપ્રદાયોના ધર્મસંગ્રામોની જાદવાસ્થળીઓમાં ને રાજવિટંબણાઓમાં રીબાતા, યૂરોપના કેટલાક ધર્મવીરોએ પણ અમેરિકા ખંડ વસાવ્યો. એમ લક્ષ્મી-ઉપાસકોની અને સદ્ધર્મનિષ્ઠ દૃઢવ્રતીઓની દોરંગી પ્રજા અમેરિકામાં ઉછરી. પૂર્વજોનો એ ઉભયવર્ણો ચારિત્રવારસો સંતતીપરંપરામાં પછી ઉતરેલો છે. આજના જગતના કુબેર ભંડારીઓ અમેરિકામાં છે; અને આજના જગતની વિશ્વધર્મપરિષદો પણ અમેરિકામાં ભરાઈ. मा शुचः, संपदं दैवीमभिजातोऽसि, पांडव ! એવા અર્જુનવર્ણના હોથોર્ન અમેરિકાની દૈવી સંપદના સન્તાન હતા, સ્વાતન્ત્ર્ય-વિજય પછી પા સદીમાંના જ સપૂત હતા. પ્યૂરીટન લોકસંઘમાં જ એક જાતનો રસવૈરાગ્ય હોય છે; તેથી અમેરિકામાં નાટક કાવ્ય કે રસપ્રધાન સાહિત્ય હજી બહુ સરસ નથી ખીલ્યું. વળી, શકુન્તલાના મૃગલાની પેઠમ, રસકેડીએ અમેરિકા ઘણુંખરૂં હજી યૂરોપને છેડેવળગ્યું ચાલે છે. પણ અમેરિકન મહાપ્રજાના પ્યૂરીટન પૂર્વજોમાં ધર્મોત્સાહ ને નીતિસંયમન કંઠછલકાતાં ભરેલાં હતાં, તેથી એમર્સન ચેનીંગ પારકર સમા ધર્મવિજ્ઞાની સાધુપાદરીઓની પરંપરા ત્ય્હાં પાકી છે. એ સાધુઓની સાધુતા અને એ સન્તોના સન્તપણાની

ગાઢ છાયા હોથોર્નની ન્હાનીમ્હોટી વાર્તાઓમાં છે. 'A strain of meditative gloom'નો ચન્દરવો હોથોર્નના ગ્રન્થો ઉપર આચ્છાદાયેલો છે. અન્તર્યામી આત્માનો અભ્યાસ હોથોર્નનું એકદષ્ટ લક્ષ્ય છે. આત્માનું ઉંડાણ, એની પવિત્ર શક્તિઓ, એનાં ઘોર મન્થન, વાદળાં જેવી અસ્પષ્ટ અનેકરૂપધારિણી એની પાવનકલાઓઃ હોથોર્નની વાર્તાઓનું એ તત્ત્વમંડાણ છે. હોથોર્નની પ્યૂરિટે-નીઝમને લીધે 'He does not always receive the recognition he deserves.' કિરણનું યે પૃથક્કરણ કરે એવી એમની બુદ્ધિશક્તિ હતી. સદા-ચરણના શ્વેતરંગી એક રશ્મિમાં સાત અવનવા રંગો એમનું ઝીણું રસચાતુર્ય દાખવતું. અન્તર્ગુહાવાસી ચેતનસત્યોની ત્હેમની પરીક્ષા, સાગરનાં તોફાન જેવી, ભીષણસ્વરૂપિણી હતી. સદસદ્ વિવેકવસ્તુના નિરીક્ષણમાં એમની આં-ખડી સૂક્ષ્મદર્શક યન્ત્ર સમી સૂક્ષ્મદર્શી હતી. લ્યૂથરપદ્ધતિના ધર્મપરાયણ ને સોક્રેટિસપદ્ધતિના નીતિવિજ્ઞાનાચાર્ય અમેરિકાના વાર્તાકાર હોથોર્ન છે. સ્કારલેટ લેટરમાંનું 'Dramatic tension' જબરદસ્ત છે. પૂર્વગોળાર્ધમાંથી જે દૈવી સંપદ પશ્ચિમગોળાર્ધમાં પૂર્વજો લઇ ગયા હતા, ને જે સત્સંતતીને પરમ પિતૃધન લેખે વારસામાં સોંપી હતી, એ અમુલખ દૈવી સંપદ પોતાની ન્હાની-મ્હોટી વાર્તાઓમાં, યથાશક્તિમતિ, સંભરીને હોથોર્ને અમેરિકાને ને માનવ-જાતને સમર્પી છે. રસ અને આત્મમન્થનના એ પાવનકારી પુણ્યસંગમને કાજે અમેરિકા ને માનવવંશ હોથોર્નના ગુણઓશિંગણ છે.

યૂરોપને એ નવભૂમિનાં દર્શન કરાવનાર અને પૃથ્વીનો વિશાળ પલવટ નૌકાપતિઓને વિજયસુલભ છે એ જલવિદ્યાનનું રહસ્ય જગતને શિખવનાર મધ્યકાળની મહાસાગરની મહારાણી સ્પેઈન હતું. ને સ્પેઇનને–તથા તદ્દ્વારા સકળ યૂરોપને–નિજ દિગ્વિજયી ધર્મવીરો મારફત કોડોવાના સરસ્વતી-

સંગ્રામો ને ઉથલપાથલોની, ધન ને સૈન્ય પાઠવતી, દૂરસ્થ સાક્ષીભૂત તે ભૂમિ રહી છે; અને એ વિપ્લવોના વજ્રપ્રહાર ન અનુભવતાં તડુનાસાંઓના લાભ એ પ્રજા પામી છે. માનવવંશની સર્વ આદિ સંસ્થાઓમાં જે પ્રજાસત્તાક રાજ્યભાવના હોય છે, પ્રાચીન યૂરોપમાં ગ્રીસરોમનાં રાજ્યસન્દિરોમાં જે કોળી, ને વિલાસયુગ બેસતાં શારીરબળધારી અણઘડોને હાથે રગદોળાઇ, અને જે મધ્યકાળના એશિયાયૂરોપમાં ધર્મસંસ્થાઓના પાખરભાર નીચે ચંપાઇ ગઇ, એ પ્રજાસત્તાક રાજ્યભાવનાનાં એ એકાન્તવાસિની પ્રજાએ નિજ એકાન્તવાસમાં જતન ને પુનઃઉછેર કીધાં છે; અને સૈકાઓનાં ધીરજ ખંત ઘડતર ને ડહાપણથી ત્હેને ફળવતી કરી છે. ગ્રીસરોમની છાયાવન્તું પ્રજાતત્ત્વપ્રધાન રાજ્યબન્ધારણ વર્તમાન યૂરોપે ઇંગ્રેજ પ્રજાએ સજીવન કીધું છે. વળી ગ્રીસરોમની પેઠે ઇંગ્લાંડે પરભોમમાં સન્તાનો પાઠવી સંસ્થાનો સ્થાપ્યાં છે. અને સ્પેઇનના અજીત કાફલાને હરાવીને વરુણદેવના જલપગથારોને ખેડતો, પૃથ્વીના છેડાઓમાં પરવરતો, સંખ્યા ને સામર્થ્યમાં અનન્ય, એ 'અજીત કાફલા'થી યે અદકેરો, સાગરકાફલો એ દેશે જમાવ્યો છે. દેશદેશ સંગાથે વ્યાપારની સડકો, પૃથ્વીપન્થે અને જલમાર્ગે, ઇંગ્લાંડે જોડેલી છે. સારા યૂરોપે રોમશાસનનાં ન્યાયનિયમનો સ્વીકાર્યાં; પણ યૂરોપથી અલગપણાને લીધે, તેમ મધ્યકાળના રોમ પ્રત્યેના અણગમાને કારણે, બ્રિટને એ ઉવેખ્યાં; અને ત્હેમને સ્થાને દેશજન્ય ન્યાયપદ્ધતિનો ફાલ ઉગાવ્યો. આમ રાજ્યવિસ્તાર રાજ્યબન્ધારણ નૌકાસૈન્ય વ્યાપારવૃદ્ધિમાં ગ્રેટબ્રિટનના ટાપુઓ આ યુગમાં અગ્રેસર બન્યા. પણ એ પાર્થિવ મહત્તા મહાન ભોગ આપ્યા વિના એ સંખ્યાન્હાનકડી મહાપ્રજા પામી નથી. બ્રીટનના બરલે ચેથામ પીટ ડ્રેઈક વૂલ્ફ કુક નેલ્સન વેલિંગ્ટને સામ્રાજ્યને ને સંસ્થાનોને સ્થાપ્યાં, સંરક્ષ્યાં, ને વિકસાવ્યાં; પણ દરિયા ખેડતાં અન્ય દિશાઓ મહાપુરુષશુન્ય થઇ પડી. બુદ્ધ ખ્રીસ્ત કે મહમ્મદ સમા

પયધરુણાર યૂરોપ ખંડે અવતર્યા નથી. મનૂ કે મૂસા, ઝરથૂસ્ત્ર કે કૉનફ્યૂશિયસ સમા નવસંસાર સૃજનાર ઇંગ્લાંડના ઇતિહાસે નથી. ન્યૂટન છે, સ્ટીવન્સન છે; પણુ પ્લેટો કે ઍરિસ્ટોટલ નથી, તાનસેન કે મોઝાર્ટ નથી, કૅન્ટ કે શંકરાચાર્ય નથી. બંગાળા, પંજાબ, કે ગુજરાતના લગભગ જેવડું ઇંગ્લાંડ હશે; પણુ બંગાળામાંના ગૌરાંગ કે પંજાબમાંના ગુરુ નાનક કે ગુજરાતમાંના સ્વામીનારાયણુ ઇંગ્લાંડમાંના કોણુકોણુ ? ધર્મસંશુદ્ધિની પાવનબુદ્ધિમાંથી નહિ, માંગ્યા છૂટાછેડા ન અપાયાને કારણે પ્રગટેલા પોપ પ્રત્યેના રાજરોષમાંથી ૧૬મા સૈકામાંની બ્રીટનની ધર્મસુધારણા પરિણમી હતી. આર્થિક સંપત્તિ પામવા જતાં આધ્યાત્મિક સંપત્તિને ઇંગ્રેજ મહાપ્રજાએ વિસારી લાગે છે. ગીતાજીનો ફ્રૅંચ ભાષાન્તરકાર કહે છે કે ગીતા સમો ગ્રન્થ યૂરોપના સાહિત્યભંડારોમાં નથી; તો પછી ગહનતર ઉપનિષદો તો ત્હાં ક્યહાંથી હોય ? શેક્ષપીયર એમનો કવિશ્રેષ્ઠ; To hold the mirror up to nature એટલું જ એ કવિવરનું કાવ્યાદર્શ; અને ફૉલસ્ટાફ તે શેક્ષપીયરસરજ્યું એક લાક્ષણિક પ્રધાન નવનાટકપાત્ર: not heavenly of the heaven, but of the earth earthy. શેક્ષપીયર બ્રહ્મર્ષિ નથી, એનો કાવ્યાનન્દ બ્રહ્માનન્દ નથી. પાર્થિવ જાહોજલાલીમાં ઝીલવા જતાં આધ્યાત્મિક જાહોજલાલીને ગ્રેટબ્રીટન ભૂલ્યું. એટલે બ્રીટનનાં રસોદ્યાનમાં રામાયણ કે મહાભારત કે એમનો ગદ્યાવતાર કો મહાકાદમ્બરી અવતર્યાં નથી. તેમ બ્હ્રર્ટર કે લે મિઝરેબલ જેવી યૂરોપકીર્તિત કાદમ્બરી, કે ગોઇથે કે હ્યૂગો સમોવડ યૂરોપકીર્તિત કાદમ્બરીકાર ત્હાં શોધવો સુલભ નથી. ઇંગ્લાંડવિખ્યાત રસસર્જકો ઇંગ્લાંડમાં ઘણા છે; યૂરોપવિખ્યાત કેટકેટલાક ? બ્રીટનમાં દેશકીર્તિત નવલકથાકારોનાં નામ અનેક છે; અને ત્હાં તો અધરો નિર્ણય એ છે કે એ દ્વીપમાંની સર્વોત્તમ કાદમ્બરી કે સર્વોત્તમ કાદમ્બરીકાર કોણુ ? બ્રીટનના કાદમ્બરીભંડાર ને કાદમ્બરીકારમંડળ વિશે

આપણે એટલું બધું જાણિયે છીએ કે એ આપણું અતિજ્ઞાન ઘૂંચવાડાનાં જાળાંઓમાં ઘડીક ઘૂંચવે છે. ડીફો ફીલ્ડિંગ રીચર્ડસન ગોલ્ડસ્મિથ જેઇન ઓસ્ટિન સ્કોટ ડીકન્સ થેકરે ઇલિયટ મેરીડિથ મેરી કોરેલી હોલ કેઇન વેલ્સ ગાલ્સવર્ધી જેવાની પ્રલંબ નામાવલિમાંથી સર વોલ્ટર સ્કોટને નમૂનારૂપ લઇ આપણે અવલોકીશું તો ઇંગ્રેજી નવલકથાસાહિત્યને આપણે અન્યાય કર્યો તો નહિ જ કહેવાય. ઇંગ્રેજી વાંચનાર આલમને સ્કોટે ઇતિહાસ ઓળખાવ્યો. ભૂતકાળને સજીવન કરી આજની આંખ આગળ રમતો કર્યો. સ્કોટલાંડનાં પર્વતો ને સરોવરો, ઝરણાં ખીણો ને ઘાટનાં જાદુ એણે જગાડયાં. 'ઉત્તરનો અન્ધારપછેડાવાળો' એવું ઉપનામ એમના જમાનાએ સ્કોટને બક્ષ્યું હતું. સરોવરની સુન્દરી એ સ્કોટનું સર્વસમર્થ નહિ તો સર્વમોહક કાવ્ય છે: અને ઓલ્ડ મોર્ટેલિટિ સ્કોટની સર્વોત્તમ નહિ તો સર્વસમર્થ કાદમ્બરી છે. ઉછળતાં મોજાંઓ વચ્ચેનાં ખડકશિખરો સરખાં એ કાદમ્બરીમાંનાં પાત્રો અડગ ગંભીર ને કારમી દૃષ્ટિવન્તાં ખડાં છે. પણ Two Centuries of English Novel નામના સાહિત્યગ્રન્થમાં ઇંગ્રેજ અવલોકનકાર હેરોલ્ડ વિલિયમ્સ લખે છે કે 'Scott was no thinker: both in his verse and his prose we recognise that he sees with the eye, but he does not reflect.' P.160. 'The inner mystery lay beyond his powers of perception.' P. 154. સ્કોટની લેખિની કીમિયાગરના જેવી કામણગારી હતી, અને એ કામણે અતિનિન્દિત મધ્યકાળમાં પ્રાણરૂપે ફૂંકીને શબવત્ પડેલા મધ્ય-કાળને સ્કોટે સંજીવની પાઇ. સ્કોટમાં રસ છે, કલ્પના છે; પણ એને હૈયાની કલ્યાણભાવનાઓ વાંચતાં અન્તર્ચક્ષુ નથી. સ્કોટ આનન્દ આપે છે, ઉન્નત કરતો નથી; રાજી કરે છે, ઉર્ધ્વગામિની પ્રેરણા જગાડતો નથી. ત્વચા સમો સ્કોટ ઉપરછલ્લો છે, હૈયા સમો આતમઉંડો નથી.

ઉત્તરધ્રુવને અર્ધવર્તુલાકારે વીંટી વળેલા રશિયાના રણવિસ્તારમાં ચાળીશેક વર્ષો ઉપર 'યૂરોપનો સુધારો' પૂરો પ્રસર્યો ન હતો, ને આજે તો એણે સ્હામાં ખંડ માંડ્યાં છે. આજનું રશિયા તો 'સુધરેલા' યૂરોપખંડને સુધારવાનો દાવો કરે છે. ત્ય્હારે તે છેલ્લે ગાર્ડનો ડબ્બો હતું; આજે યૂરોપનું ઈંજિન હોવાનો એનો દાવો છે. પૂર્વે વિદ્યાનો પ્રકાશ ત્ય્હાં એટલો લોકવિશાળ કે દેશોજ્જ્વળ ન હતો. રાજ્યસત્તા તથા ઉમરાવોનો દોર લગભગ નિરંકુશ જેવાં હતાં. પ્રજાપ્રતિનિધિસભા માટેના લોકપોકાર ત્ય્હાંના સત્તાધીશો સાંભળતા નહિ. 'યૂરોપનો સુધારો' એ શબ્દોચ્ચારે જાગતાં ફ્રાન્સબ્રીટનનાં જે રાજ્યબન્ધારણ આંખ સન્મુખ ખડાં થાય છે, અને જેની અન્ય યૂરોપી રાજ્યમન્દિરોમાં યે ગઈ સદીમાં જ પ્રતિષ્ઠા થઈછે, ત્હેનું રશિયામાં ૨૦મી સદીના પ્રભાતે આવાહનસ્તોત્ર ગવાતું હતું. યૂરોપભરમાં ઘૂમી વળેલો 'સ્વતન્ત્રતા સમાનતા બન્ધુતા'નો ત્રિરંગી વાવટો રશિયામાં ત્ય્હારે ન્હોતો રોપાયો. યૂરોપી સંગ્રામમૂર્તિ નેપોલિયનનો સૈન્યસમૂહ પણ મોસ્કોના દુર્ગ સાથે અથડાતાં ભાગ્યો ને વેરાયો હતો. નેપોલિયનભરતીનો ઓટ મોસ્કોથી મંડાયો. ત્હો યે યૂરોપના સીમવાસી રશિયાને યૂરોપના પ્રજાકુટુમ્બમાં રહેવું પડતું, તેથી યૂરોપની કેટલીક વાતો રશિયાને સ્વીકારવી પડતી; અને એમની પાછળ જાણ્યેઅજાણ્યે બીજી કેટલીક ઘૂસી જતી. ચીન સ્હામે ઘૂરકતું, હિન્દ સ્હામે ડોળા ક્હાડતું, જાપાનથી હારતું, ઝારનું રશિયા આજ નથી. એ હિમભૂમિમાં અણધારી પ્રજાઉષ્મા ઝળકી ઉઠી છે, અને રસરોપ પણ રોપાયા છે. કવિતાવેલ જો કે એટલી નથી પાંગરી, છતાં કાદમ્બરીઓનો ફાલ ત્ય્હાં ઉતર્યો છે. રશિયાના મહાકાદમ્બરીકાર આ સદીનાં ઉઘડતાં વર્ષોમાં મૃત્યુલોકમાં હતા. ભારતના કો ઋષિવર યૂરોપમાં જઈ ચ્હડ્યા હોય એવા એ ત્યાગમૂર્તિ હતા. દીનોના સહાયક, લોકને દુઃખે દુઃખી, પુણ્યપાપના પરખન્દા, સદ્ધર્મના ઉદ્ધારક,



ટૉલસ્ટૉય

ખેડૂતોમાં ખેડૂત, ને અમીરોમાં સાચ્ચા અમીરવરઃ એ મહાત્માને જવે માનવ-સૃષ્ટિ એટલી ઝાંખી પડી છે, દેવસૃષ્ટિ એટલી દીપ્તિમન્ત થઇ છે. કાઉન્ટ લિયો ટોલસ્ટોય યૂરોપમાં અપવાદરૂપ તપસ્વી હતા. એમની અમૃતલેખિનીને પ્રજા રાજ્ય કે ભાષાની સીમાઓ ન હતી, એમનાં સાહિત્યકિરણો એ સીમાઓ ઓળંગી ઉડતાં. કોકેસસની ધર્મદુઃખી પ્રજા દુઃખોબોરને વાસ્તે રચાયેલો રીઝરેક્ષન નામનો એક અને રશિયાનું ચિત્રદર્શન દાખવતો ઇસ્વી ૧૮૭૭ના દીલ્હી દરબારના વર્ષમાં છપાયેલો એના કરીનીના નામનો બીજોઃ એ ટોલ-સ્ટોયગ્રન્થમાળાના પ્રધાન વાર્તાગ્રન્થો છે. વોર એન્ડ પીસ તો ટોલસ્ટોયનો સંગ્રામઅખાડો છે. ખેડૂતોની વિટંબણાઓ, ઉમરાવોના સડા, અનીશ્વરતાનાં પાપ, આસ્તિકતાનાં પુણ્ય, દુઃખીદીનની દાઝ, સત્યની સર્વાંગે ઉપાસનાઃ ટોલ-સ્ટોયની ન્હાનીમ્હોટી વાર્તાઓમાં એ સહુ તરવરે છે. ટોલસ્ટોય આધ્યાત્મિક અન્તરિક્ષે જાણે વસતા; તેથી, સંસ્કૃત સાહિત્યની સુપ્રસિદ્ધ પદ્ધત્યનુસાર, પાર્થિવ વસ્તુઓને પણ આત્મપ્રસંગના રૂપકથી તે સ્હમજાવતા. રશિયા અને યૂરોપને ઉન્નતિનાં કંઇક પગથિયાં ચ્હડાવી જોગીવેરાગી જેવા એ ઉમરાવસાધુએ જીવન-કલાપ પછી સંકેલી લીધો.

રોમને ને ફ્રાન્સને જીતનાર ને ઇંગ્લાંડને વસાવનાર ને નામ અર્પનાર જર્મનીનો ઇતિહાસ આ સૌથી નિરાળો છે. યૂરોપ વચ્ચે ઉછેલી એ મહાપ્રજાએ ચોમેર ઘેરી પડેલી સહુ પ્રજાઓના સૈકાઓ થયાં ઘા ખમ્યા યે છે, ને ઘા વાળ્યા યે છે. ફ્રાન્સ રશિયા ઓસ્ટ્રિયાના અનેક મહાપ્રહારોથી પ્રશિયાની ઢાલ ફૂટી નથી, જર્મનીની સમશેર બુઠ્ઠી થઇ નથી. હાર્યા હાર્યા જર્મનીથી યે ફ્રાન્સ આજ 'બીહું છું' બોલે છે. ૧૬મા ૧૭મા કે ૧૮મા સૈકાના ત્હેના રણશીંગડાંની વીરહાક વિસરાઈ હોય ત્હો પણ ૧૯મા સૈકાની ત્હેની યુદ્ધગર્જનાના પડઘા જગતમાંથી

હજી આથમ્યા નથી. ૨૦મી સદીમાં તો જર્મની જાણે જગત સ્હામું ઉભું. પણ સત્ત્વસ્થ ને આત્મવાન્ જર્મનીએ પ્રજાનું દેહબળ માત્ર કેળવી કેળવીને ચેતનબળને અવગણ્યું નથી. ખ્રીસ્તી ધર્મના પરમ સુધારક ધર્મવીર લ્યૂથર એ માતાને ખોળે જન્મ્યા હતા. વર્તમાન યૂરોપની ફિલસુફીના પિતા યૂરોપી દર્શનકાર કેન્ટ જર્મનીના સુપુત્ર હતા. યૂરોપના સર્વોત્તમ તાનસેનો બિથોવન મોઝાર્ટ વેગ્નર જર્મનીનાં સન્તાન હતા. કવિતાને એ મહાપ્રજાએ વિસારી નથી; અને ઇંગ્રેજ સાહિત્યવિવેચકો જેને '૧૯મી સદીનું યૂરોપનું સર્વોત્તમ કાવ્ય' કહે છે તે ગોઇથેના ફાઉસ્ટનો જગત્‌વિખ્યાત કીર્તિદેહ એ જનનીજાયો છે. વેદગિરાનાં જગત્‌શ્રેષ્ઠ પુસ્તકાલય અને આર્યાવર્તમાં યે આજ થોડાક હશે એવા શાસ્ત્રીઓ ને સંસ્કૃતાચાર્યો જર્મનીમાં છે. ઇંગ્લાંડને ઋગ્વેદનું ઇંગ્રેજી ભાષાન્તર જર્મનપંડિત મેક્ષમૂલરે આપ્યું છે. ઇંગ્લાંડનો રાજવંશ આજ માતૃપક્ષે ઇંગ્રેજ છે, પિતૃપક્ષે જર્મન છે. જર્મન પ્રજાનો સરસુબિતયાર હિટલર આજ જર્મનપ્રજાને આર્યપ્રજા કહેવામાં ગૌરવ માણે છે; હિન્દના રાષ્ટ્રધ્વજે હોય ને શોભે એ મંગળવાચક સ્વસ્તિક જર્મનીના રાષ્ટ્રવાદીઓને ધ્વજે આજ ફરકે છે.—અને આમાંનું ઘણુંખરૂં સૌરાષ્ટ્ર કે રાજસ્થાન જેવડેવડાં વેરાયેલાં ન્હાનકડાં રાજ્યરજકણોના યુગમાં થયું હતું. પ્રશિયાના મહિપાળ જર્મન સમ્રાટ થયા અને જર્મન સામ્રાજ્ય સ્થપાયું એ તો છેક ૧૮૭૧માં. લ્યૂથર ગોઇથે કેન્ટ ફ્રેડ્રિક ધ ગ્રેટ એ સૌ ૧૮૭૧ની પૂર્વેના. વેગ્નર એક બિસ્માર્કનો સમકાલીન. ૧૮૭૧ની પછીનાં ચાળીસ વર્ષોમાં જગત્‌ખંદતો વ્યાપાર, અને એ વ્યાપારને અંગે જે નિહાળી ગ્રેટબ્રીટન પણ ઘડીક વિચારવિસ્મયમાં પડ્યું હતું એવું નૌકાસૈન્ય એ મહાપ્રજાએ જમાવ્યાં હતાં. પ્રિન્સ બિસ્માર્કે જર્મનીનો રાજમહેલ બાંધ્યો; પણ એ રાજમહેલના પાયા તો લ્યૂથરે ફ્રેડ્રીક ધ ગ્રેટે કેન્ટે ગોઇથેએ શીલરે મોઝાર્ટે માંડ્યા હતા. સાનકાંઠાના બબ્બે વારના ૨૦મી સદીમાંના જર્મન ભરતીઓટ તો આપણે

નજરે નિહાળ્યા છે. જર્મન ઇતિહાસમાં ૧૯મી સદી રણવિજયિની હતી, પણ ૧૮મી સદી સાહિત્યયશસ્વિની હતી. સાહિત્યકીર્તિવન્ત એ ૧૮મી સદીમાં વીમરનો ન્હાનકડો રાજદરબાર, ૧૯મી સદીની છેલ્લી પચ્ચીશીમાં આપણે ત્હાં જેમ નડિયાદનું વ્રજ કે કલાપીનો રાજદરબાર પ્રકાશતાં હતાં તેમ, પ્રતિભાના પ્રકાશથી ઝળહળતો હતો. વીમરના ન્હાનકડા જર્મન સંસ્થાન વિષે ઇંગ્રેજ સાહિત્યાચાર્યે કારલાઈલ ૧૮૨૪માં લખે છે કેઃ By degrees, whatever was brightest in the genius of Germany had been gathered to this little court: a classical theatre was under the superintendence of Goethe & Schiller: here Wieland taught and sang: in the pulpit was Herder: and possessing such a four, the small town of Weimar, some twenty years ago, might challenge the proudest capital of the world to match it in intellectual wealth. એવા બુદ્ધિવૈભવશાળી વીમરના દરબારમાં ઈ.સ. ૧૭૭૫માં ગોઇથે ગયા તે પૂર્વે '૭૩માં ને '૭૪માં ગોઈથેના બે રસગ્રન્થો પ્રગટ થયા હતા. એ રસગ્રન્થોએ યૂરોપના રસોપભોગીઓને ત્હારે હલમલાવી મૂક્યા હતા. '૭૩ વાળા ગોટ્ઝ નાટક વિશે લખતાં કારલાઈલ કહે છે કેઃ Sir Walter Scott's first literary enterprise was a translatian of Gotz: & if genius could be communicated like instruction, we might call this work of Goethe's the prime cause of Marmion & the Lady of the Lake, with all that has followed from the same creative hand. કારલાઇલ કહે છે કે સર વૉલ્ટર સ્કૉટની પ્રેરણા ગોઇથેના પ્રદીપથી પ્રગટી નહિ તો પ્રજ્જ્વળી ઉઠી. પણ નિત્યયૌવનશાળી ગોઇથેની ઉષઃકાળના કુંકુમાકાશ સમી નવકીર્તિને યૂરોપભરમાં પ્રસરાવનારો રસગ્રન્થ એ ગોટ્ઝ ન હતોઃ એ તો



ગોઇથે

નજરે નિહાળ્યા છે. જર્મન ઇતિહાસમાં ૧૯મી સદી રણવિજયિની હતી, પણ ૧૮મી સદી સાહિત્યયશસ્વિની હતી. સાહિત્યકીર્તિવન્ત એ ૧૮મી સદીમાં વીમરનો ન્હાનકડો રાજદરબાર, ૧૯મી સદીની છેલ્લી પચ્ચીશીમાં આપણે ત્ય્હાં જેમ નડિયાદનું વ્રજ કે કલાપીનો રાજદરબાર પ્રકાશતાં હતાં તેમ, પ્રતિભાના પ્રકાશથી ઝળહળતો હતો. વીમરના ન્હાનકડા જર્મન સંસ્થાન વિષે ઇંગ્રેજ સાહિત્યાચાર્યે કારલાઇલ ૧૮૨૪માં લખે છે કેઃ By degrees, whatever was brightest in the genius of Germany had been gathered to this little court: a classical theatre was under the superintendence of Goethe & Schiller: here Wieland taught and sang: in the pulpit was Herder: and possessing such a four, the small town of Weimar, some twenty years ago, might challenge the proudest capital of the world to match it in intellectual wealth. એવા બુદ્ધિવૈભવશાળી વીમરના દરબારમાં ઈ.સ. ૧૭૭૫માં ગોઇથે ગયા તે પૂર્વે '૭૩માં ને '૭૪માં ગોઇથેના બે રસગ્રન્થો પ્રગટ થયા હતા. એ રસગ્રન્થોએ યૂરોપના રસોપભોગીઓને ત્ય્હારે હલમલાવી મૂક્યા હતા. '૭૩ વાળા ગોટ્ઝ નાટક વિશે લખતાં કારલાઇલ કહે છે કેઃ Sir Walter Scott's first literary enterprise was a translatian of Gotz: & if genius could be communicated like instruction, we might call this work of Goethe's the prime cause of Marmion & the Lady of the Lake, with all that has followed from the same creative hand. કારલાઇલ કહે છે કે સર વોલ્ટર સ્કોટની પ્રેરણા ગોઇથેના પ્રદીપથી પ્રગટી નહિ તો પ્રજ્જ્વળી ઉઠી. પણ નિત્યયૌવનશાળી ગોઇથેની ઉષ:કાળના કુંકુમાકાશ સમી નવકીર્તિને યૂરોપભરમાં પ્રસરાવનારો રસગ્રન્થ એ ગોટ્ઝ ન હતો; એ તો

એમની દ્વિતીય રસઝરણી સોરોઝ ઓફ્ વર્ટર. કારલાઇલ કહે છે કે: Next year his Sorrows of Werther rose like a literary meteor on the world; and carried his name on its blazing wings, not only over Germany, but into the remotest corners of Europe. એ જ વિવેચક આગળ કહે છે: Werther appeared to seize the hearts of men in all quarters of the world. × × × Sceptical sentimentality, view-hunting, love, friendship, suicide, & desperation: became the staple of literary ware; & though the epidemic, after a long course of years, subsided in Germany, it reappeared with various modifications in other countries; & everywhere abundant traces of its good & bad effects are still to be discerned. મિસરમાં પીરામીડની જગજ્જૂની છાયાઓમાં સંગ્રામખેલ ખેલતાં એ રસગ્રન્થ નેપોલિયનના ગજવામાં હતો. નેપોલિયને વીમર જીત્યું ત્‍હારે વર્ટરના સર્જનહારને શાહાનશાહી આમન્ત્રણે આમન્ત્રી વર્ટરવાર્તાની અન્તિમ કેન્દ્રભાવના વિશે એ અનેકગુણસંપન્ન શાહાનશાહે એ જર્મન સાહિત્યાચાર્ય સંગાથે રસગોષ્ઠિ કરી હતી. પણ ગોઇથેની મહાકાદમ્બરી તો પ્રસિદ્ધ થઈ ૧૮૨૧માં; અને તે વિલ્હેમ મિસ્ટર. બહુરૂપી જેવી એ કાદમ્બરીનાં અનેકમુખી દર્શન સાહિત્યદર્શનાચાર્યોએ કીધાં છે. એક અવલોકનકાર કહે છે: It has been condenmed as dull; it has been extolled as profound; it has been admired as poetic. એ વિલ્હેમ મિસ્ટરની કાદમ્બરીના પૂર્વાર્ધમાંના એક સ્કન્ધનું એક દેવીનો આત્મવૃત્તાન્ત એ નામથી કાન્તે આપણી ગુર્જરગિરામાં ભાષાન્તર કીધું છે. ગોઇથેની એ મહાભારત કાદમ્બરીનું ઇંગ્રેજીભાષાન્તર કારલાઇલે કર્યું છે, અને એ ભાષાન્તરના ઉપોદ્ઘાતમાં ઇંગ્લાંડનો એ રસગ્રાહી

તત્ત્વચિન્તક કહે છે કે: The philosophical discussions it contains; its keen glances into life and art; the minute & skilful delineation of men; the lively genuine exhibition of the scenes they move in; the occasional touches of eloquence & tenderness, & even of poetry—the very essence of poetry: the quality of thought & knowledge embodied in a style so rich in general felicities, of which, at least, the new & sometimes exquisitely happy metaphors have been preserved—cannot wholly escape an observing reader, even on the most cursary perusal. કાન્ત સ્કૉટ કારલાઇલ જેમનાં ભાષાન્તર કરવા લલચાય એ નાટકકાદમ્બરી અસામાન્ય જ હોય. કવિ, વિચારક, કાદમ્બરીકાર, Scientist, યૂરોપનો ડાહ્યામાં ડાહ્યો પુરુષ· એવાં એવાં ઉપનામો કારલાઇલ જેવો અવલોકનકાર ને ઇંગ્રેજ સાહિત્યાચાર્ય ગોઇથેને આપે છે. વીમરપતિએ ગોઇથેને ઉમરાવપદ બક્ષ્યું હતું. યૂરોપવિજેતા નેપોલિયને, રશિયાખંડાધીશ એલેક્ઝાંડરે, અને અન્ય નૃપતિઓએ ગોઇથેને ઇલકાબો નવાજ્યા હતા. સોએ વર્ષે લોકમત આજ કહે છે કે એ પદ ને એ ઇલકાબો ગોઇથેની કીર્તિના કીર્તિસ્થંભ નથી; એ નૃપેન્દ્રોની ગુણકદરતાની ને સાહિત્યભક્તિના કીર્તિસ્થંભ રૂપે ઇતિહાસમાં વિરાજે છે.

જગતસંસ્કૃતિઓનાં આયુષ્ય સદીઓના દાયકાઓથી ગણાય છે ત્હાં વર્તમાન યૂરોપી સંસ્કૃતિ ચાર સદીનું હજી બાળક છે. એ યૂરોપી સંસ્કૃતિને બે પાયાપાયા છેઃ એક જર્મન Reformation ને બીજો ફ્રેંચ Revolution. આપણે ભરતખંડે હિન્દી જેમ ભારતભાષા છે, ત્હેવી યૂરોપખંડે ફ્રેંચ ભાષા તે યૂરોપભાષા છે. ગુજરાતભરમાં જેમ સુરતનાં જમણ, તેમ યૂરોપભરમાં ફ્રાન્સનાં

જમણુ વખણાય. પારસણને, નવબંગાળણને, નવસિન્ધણને, નવહબ્ખણને, જગતનર્તકી એના પાવલોવાને ગુજરાતે જેમ નિજ સાડી પ્હેરાવી શોભાવી, તેમ યૂરોપઅમેરિકાના કરોડપતિઓની શેઠાણીરાણીઓને ગાઉન ને ફેશનોએ ઢાંકી પારિસ શોભાવે છે. યૂરોપની સુન્દરીઓને રસિકતાના, સુન્દરતાના ને શણગાર શોભાના પાઠ આજે પણ ફ્રેંચ સુન્દરી ભણાવે છે. 'In this Age France has been the mother of fashions, social life, & culture of Europe.' તેમ ભાવનાદેશે પણ ફ્રાન્સ યૂરોપનું અગ્રેસર. French Novelists of Today નામના ગ્રન્થમાં વિનિફ્રેડ સ્ટીફ્ન્સ કહે છે કે: For centuries France has been in the vanguard of European thought. યૂરોપની પ્રજાપ્રજામાં સૈકાઓથી ફ્રાન્સે ભાવનાઓ વાવી છે, ને એ ભાવનાઓને ઉછેરતી રસવર્ષા વરસાવી છે.

રેફરમેશન, રેવોલ્યૂશન, ને બોલ્શેવીઝમ: આજના યૂરોપી ઇતિહાસના એ ત્રણ પ્રધાન સંસારપલટાઓ. વીજળીનિતારી ખાલી લેડન જાર જેવી રેફરમેશન આજ વીજળીસૂની છે. ને બોલ્શેવીઝમને યૂરોપે હજી પારખી નથી, પરીક્ષી નથી, સત્કારી નથી. ગઈ કાલે ફ્રેંચ રેવોલ્યૂશનના વિરોધીઓ હતા એ આજે યૂરોપમાં એના ઉપાસકો છે. ૧૮મી સદીની આખરમાં જન્મેલી ફ્રેંચ રેવોલ્યુશને ૧૯મી સદીમાં યૂરોપને જીત્યું; આજ ૨૦મી સદીમાં ફ્રેંચ રેવોલ્યૂશન જગત જીતવા નીકળી છે. વર્તમાન યૂરોપે પ્રજાસત્તાક રાજ્યભાવના એટએટલી પ્રસરી છે કે બેચાર દેશમાં જ હવે એ ખંડે રાજવીસંસ્થા જીવે છે. યૂરોપને સમાનતાવાદ એશિયાના બાઇબલે શીખવ્યો હતો કે પ્રભુનાં બાળક સૌ સરખાં. કાળે કરી યૂરોપ એ ભૂલી ગયું. ફ્રેંચ રેવોલ્યૂશને એ સમાનતાવાદ વીસર્યો યૂરોપને પાછો પઢાવ્યો. સારા જગતે એ વૈષ્ણવી સૂત્ર

શીખવું પડશે કે શ્રી હરિનાં બાળકો સહુ સરખાં.

ફ્રેંચ સાહિત્યનો ઇતિહાસ કાંઠાનાં મથાળાંનાં જેવાં થોડાંક સૂત્રોમાં સારવાયેલો છે. Chivalryના યુગથી સમૃદ્ધિશાળી ફ્રેંચ સાહિત્ય ૧૪મા લૂઇ રાજવીના જમાનામાં યૂરોપઅગ્રણી થયું. લૂઇનો રાજદરબાર વૈભવશાળી ને જાહોજલાલીવન્તો હતો. એ રાજદરબાર સાહિત્યશૂન્ય ન્હોતો. વરસેલ્સનો રાજમહેલ યૂરોપના સંસ્કારજીવનને ત્ય્હારે હૃદયસ્થાને હતો. યૂરોપનાં અંગોમાં સંસ્કારરૂધિર વરસેલ્સમાંથી વહતાં. મોલિયેર ને રેસીની એ યુગના ને એ રાજદરબારના સમર્થ નાટકકારો. એરિસ્ટોટલના કાવ્યશાસ્ત્રનાંની Unities જાળવીને રેસીની નાટકો લખતો. આજ આટલે વર્ષે યે યૂરોપમાં શેક્ષપીયર કરતાં રેસીનીનાં નાટકો અધિકાં ભજવાય છે. ફ્રાન્સની ફેશનો ને Culture ત્ય્હારે સારો યૂરોપ ઝીલતો. ૧૪મો લૂઇ કહેતો કે હું ફ્રાન્સ છું; ત્ય્હારે લૂઇ કહી શકયો હોત કે હું યૂરોપ છું.

એ પછી ત્ય્હાં થયા વોલ્ટેર રૂસો ને ડીડેરોટ. એમણે ફ્રેન્ચ વિપ્લવનાં બીજ વાવ્યાં. ૧૭૮૯થી ૧૮૧૫ પર્યન્ત ફ્રાન્સમાં વિપ્લવપચ્ચીશી હતીઃ પ્રજાચિન્તવનને ફ્રેંચ પ્રજા ત્ય્હારે જીવનમાં ઉતારતી હતી.

પછી ૧૮૨૦થી ૧૮૫૦ સૂધી Romantic Schoolનું, ને ૧૮૫૦થી ૧૮૮૦ સૂધી Realistic Schoolનું, ફ્રાન્સના સાહિત્યદેશે સામ્રાજ્ય હતું. એ Realismના જમાનામાં ત્ય્હાં ઇતિહાસાચાર્યો ને નવસાહિત્યશાસ્ત્રીઓ થયા.

અને પછી પાછી ત્ય્હાં આવી Symbolism. સૈકાઓ પૂર્વે આપણા સંસ્કૃત સાહિત્યાચાર્યો કહી ગયા છે કે સાહિત્યદેશે સર્વોત્તમ તો ધ્વનિકાવ્ય. ફ્રાન્સ એ ૧૮૮૦ પછી ભણ્યું. પછી ત્ય્હાં કવિવર વરલેઇન થયો. 'Verlaine

જસણુ વખણાય. પારસણુને, નવબંગાળણુને, નવસિન્ધણુને, નવદખ્ખણુણુને, જગતૃનર્તકી એના પાવલોવાને ગુજરાતે જેમ નિજ સાડી પ્હેરાવી શોભાવી, તેમ યૂરોપઅમેરિકાના કરોડપતિઓની શેઠાણીરાણીઓને ગાઉન ને ફેશનોએ ઢાંકી પારિસ શોભાવે છે. યૂરોપની સુન્દરીઓને રસિકતાના, સુન્દરતાના ને શણુગાર શોભાના પાઠ આજે પણ ફ્રેંચ સુન્દરી ભણાવે છે. 'In this Age France has been the mother of fashions, social life, & culture of Europe.' તેમ ભાવનાદેશે પણ ફ્રાન્સ યૂરોપનું અગ્રેસર. French Novelists of Today નામના ગ્રન્થમાં વિનિફ્રેડ સ્ટીફન્સ કહે છે કેઃ For centuries France has been in the vanguard of European thought. યૂરોપની પ્રજાપ્રજામાં સૈકાઓથી ફ્રાન્સે ભાવનાઓ વાવી છે, ને એ ભાવનાઓને ઉછેરતી રસવર્ષા વરસાવી છે.

રેફરમેશન, રેવોલ્યૂશન, ને બોલ્શેવીઝમઃ આજના યૂરોપી ઇતિહાસના એ ત્રણ પ્રધાન સંસારપલટાઓ. વીજળીનિતારી ખાલી લેડન જાર જેવી રેફરમેશન આજ વીજળીસૂની છે. ને બોલ્શેવીઝમને યૂરોપે હજી પારખી નથી, પરીક્ષી નથી, સત્કારી નથી. ગઈ કાલે ફ્રેંચ રેવોલ્યૂશનના વિરોધીઓ હતા એ આજે યૂરોપમાં એના ઉપાસકો છે. ૧૮મી સદીની આખરમાં જન્મેલી ફ્રેંચ રેવોલ્યુશને ૧૯મી સદીમાં યૂરોપને જીત્યું; આજ ૨૦મી સદીમાં ફ્રેંચ રેવોલ્યૂશન જગત જીતવા નીકળી છે. વર્તમાન યૂરોપે પ્રજાસત્તાક રાજ્યભાવના એટએટલી પ્રસરી છે કે બેચાર દેશમાં જ હવે એ ખંડે રાજવીસંસ્થા જીવે છે. યૂરોપને સમાનતાવાદ એશિયાના બાઈબલે શીખવ્યો હતો કે પ્રભુનાં બાળક સૌ સરખાં. કાળે કરી યૂરોપ એ ભૂલી ગયું. ફ્રેંચ રેવોલ્યૂશને એ સમાનતાવાદ વીસર્યા યૂરોપને પાછો પઢાવ્યો. સારા જગતે એ વૈષ્ણવી સૂત્ર

શીખવું પડશે કે શ્રી હરિનાં બાળકો સહુ સરખાં.

ફ્રેંચ સાહિત્યનો ઇતિહાસ કાંડોનાં મથાળાંનાં જેવાં થોડાંક સૂત્રોમાં સારવાયેલો છે. Chivalryના યુગથી સમૃદ્ધિશાળી ફ્રેંચ સાહિત્ય ૧૪મા લૂઇ રાજવીના જમાનામાં યૂરોપઅગ્રણી થયું. લૂઇનો રાજદરબાર વૈભવશાળી ને જાહોજલાલીવન્તો હતો. એ રાજદરબાર સાહિત્યશૂન્ય ન્હોતો. વરસેલ્સનો રાજમહેલ યૂરોપના સંસ્કારજીવનને ત્ય્હારે હૃદયસ્થાને હતો. યૂરોપનાં અંગોમાં સંસ્કારરૂધિર વરસેલ્સમાંથી વહતાં. મોલિયેર ને રેસીની એ યુગના ને એ રાજદરબારના સમર્થ નાટકકારો. એરિસ્ટોટલના કાવ્યશાસ્ત્રમાંની Unities જાળવીને રેસીની નાટકો લખતો. આજ આટલે વર્ષે યે યૂરોપમાં શેક્ષપીયર કરતાં રેસીનીનાં નાટકો અધિકાં ભજવાય છે. ફ્રાન્સની ફેશનો ને Culture ત્ય્હારે સારો યૂરોપ ઝીલતો. ૧૪મો લૂઇ કહેતો કે હું ફ્રાન્સ છુંઃ ત્ય્હારે લૂઇ કહી શક્યો હોત કે હું યૂરોપ છું.

એ પછી ત્ય્હાં થયા વોલ્ટેર રૂસો ને ડીડેરોટ. એમણે ફ્રેન્ચ વિપ્લવનાં બીજ વાવ્યાં. ૧૭૮૯થી ૧૮૧૫ પર્યન્ત ફ્રાન્સમાં વિપ્લવપચ્ચીશી હતીઃ પ્રજાચિન્તવનને ફ્રેંચ પ્રજા ત્ય્હારે જીવનમાં ઉતારતી હતી.

પછી ૧૮૨૦થી ૧૮૫૦ સૂધી Romantic Schoolનું, ને ૧૮૫૦થી ૧૮૮૦ સૂધી Realistic Schoolનું, ફ્રાન્સના સાહિત્યદેશે સામ્રાજ્ય હતું. એ Realismના જમાનામાં ત્ય્હાં ઇતિહાસાચાર્યો ને નવસાહિત્યશાસ્ત્રીઓ થયા.

અને પછી પાછી ત્ય્હાં આવી Symbolism. સૈકાઓ પૂર્વે આપણા સંસ્કૃત સાહિત્યાચાર્યો કહી ગયા છે કે સાહિત્યદેશે સર્વોત્તમ તો ધ્વનિકાવ્ય. ફ્રાન્સ એ ૧૮૮૦ પછી ભણ્યું. પછી ત્ય્હાં કવિવર વરલેઇન થયો. 'Verlaine

abolished the last shreds of rhythmical regularity.' ફ્રેંચ સાહિત્યનો ઇતિહાસકાર કહે છે કે 'His poetry exhales an exquisite perfume.'

'The French Revolution was like a bomb, x x which, when it exploded, destroyed its creators.' જરીપુરાણું ઘણું એણે ધોયું; પણ ધોતાં ધોતાં ધોનારાં પાણી મેલાં થતાં ને વહી જતાં. બે હજાર વર્ષનાં એરિસ્ટોટલનાં પ્રાચીન રસબન્ધનો પછી ફ્રેંચોને સાહિત્યમાં બન્ધનરૂપ લાગ્યાં. એ સ્વાતન્ત્ર્યયુગ હતો. રાજકારણવાદીઓ રાજકારણદેશે તેમ સાહિત્યકારો સાહિત્યદેશે સાહિત્યસ્વાતન્ત્ર્ય વાંછતા. એરિસ્ટોટલના રસશાસ્ત્રની ત્રિગુણ સમી ત્રિવિધ Unities ફ્રેંચ નાટકોને ત્ય્હારે બાંધી રહી હતી. ન્હાનીન્હાનકડી સીમાદોરીઓ ફ્રેંચ સાહિત્યને એવી જકડતી કે નામ ને નામનું વિશેષણ જૂદાં પડાતાં નહિ! 'When Victor Hugo, in the opening lines of Hernani, ventured to refer to an "escalier derobe," and to put "escalier" at the end of one line and "derobe" at the beginning of the next, he was assailed with the kind of virulence which is usually reserved for the vilest of criminals. And the above had a meaning in it. It was abuse of a revolutionary. For, in truth, by the disposition of those two words, Victor Hugo had inaugurated a revolution.' મોખરે કહેવાતા દેશો બધી વાતે મોખરે નથી હોતા. ફ્રાન્સમાં ત્ય્હારે બેસતી સાહિત્યસ્વતન્ત્રતા ઇંગ્લાંડમાં શેક્ષપીયરજૂની-બે સૈકાજૂની હતી; અને આપણે ભારતવર્ષે કાલિદાસજૂની-બે હજારવર્ષજૂની હતી. ઠેઠ ૧૮૩૦ સૂધી વિપ્લવવાદી ફ્રેંચ દેશમાં સાહિત્યસ્થિતિ આ વિધની ભીસજકડાયેલી હતી. ટીકાકારોનો એ સાહિત્યકૂમલો અર્થહીન નીવડ્યો, અને હ્યગો સ્હામે હતો માટેજ આજ સંભારાય

છે. એ પછી શીત્તેરેક વર્ષે, ૧૮૯૮માં આપણે ગુર્જરદેશે ડોલન શૈલી જન્મી તે પછીના વર્ષમાં, ડોલન શૈલીની રુહામે સવા કોડી પાનાંનો એવો નિષ્ફળ હુમલો થયો હતો, ને ખા જતા ફટાકડા સમો સવા કોડીની કીંમતનો નીવડ્યો હતો. પ્રાચીનવાદી કે વિપ્લવવાદી સંસારને ભયંકાર છે, ત્હો ય એટલાં ભયંકાર નથીઃ એ તો બન્ને ય પારદર્શક છે. પણ નિજને Progressive માનતા Unprogressive માનસો, 'મૂર્તિને નથી માનતા' બોલનારા મનોમૂર્તિપૂજકો, સહુ દેશોમાં ને સહુ જમાનાઓમાં સંસારભયંકર અજડ ને વિતંડાવાદી હોય છે.

કેથોલિક ઇમેન્સિપેશનનો કાયદો ઇગ્લાંડમાં થયો તે સાલમાં, ફ્રેંચ વિપ્લવ પછી ચાર દાયકે, ફ્રાન્સને સાહિત્યસ્વતન્ત્રતા સાંપડી. 'The date *1830 is a cardinal one in the literature of France. Every sentence, every verse that has been written in French since then bears upon it the imprint of the great Romantic Movement.'* આગગાડી ને આગબોટ પણ એ સાલમાં શોધાયાં. મોટરગાડી, વિમાન, વીજળીના દીવાનો પ્રચાર તો પ્રાયઃ ૨૦મી સદીનો. 'આજનું યૂરોપ સકાઓજૂનું છે' એ કેટલાકનો ઇતિહાસભ્રમ છે. ઇતિહાસમીમાંસકો કહે છે કે વિક્રમ કાલિદાસ ને ઈશૂ ખ્રીસ્તનું જગત ૧૮૩૦ સૂધીમાં પલટાયું તેથી ૧૮૩૦નું જગત ૧૯૩૦માં અતિઘણું પલટાઇ ગયું છે. 'સુધારાઓમાં હિન્દ સૈકાઓ પછવાડે છે' એ પણ એવો જ ઇતિહાસભ્રમ છે.

ઇસ્વી ૧૮૩૦માં ફ્રેંચ રોમેન્ટિક શાળાએ એ સાહિત્યસ્વતન્ત્રતા યૂરોપખંડે સાધી. એ સાહિત્યશાળા સાચ્ચું કહેતી કે 'A literature which did not develop was dead.'

એમ થવાનાં અનેક કારણો હતાં. પણ પરદેશમાંથી પ્રધાન વાવાઝોડાં

બે વાયાં હતાં. એક વાવાઝોડું વાયું હતું જર્મનીમાંથી ગોઇથેના વર્ટરનું (૧૭૭૮). સાહિત્યના કંઇ કંઇ વડલાઓને એણે ઉખાડી નાંખ્યા. અને બીજું વાવાઝોડું આવ્યું હતું સ્કોટલેન્ડમાંથી. 'The singular compositions published by the Scotsman MacPherson (1738-1796) in the years 1762-63 x x were immediately translated into all languages: Fingal's Cave & Temora. These were supposed to be translations into English prose of poems written in the 3rd century by the Gaelic bard Ossian. xx Ossian completely transformed the imagination of readers at the end of the eighteenth century.' તે પછી ફ્રાન્સમાં Romantie મહાશાળા જન્મી, ને એણે સાહિત્યજગતમાં ઉથલપાથલો કીધી. ફ્રાન્સમાં સાહિત્યનો જાણે યુગ પલટાયો.

*'Writers renounced the imitation of the ancients.'*

'Imagination became the dominant faculty in objective literature & sensibility in subjective literature.'

'Subjects were taken from modern history, from external Nature, or from the writer's own heart.'

'The poet himself was the only Judge of his inspiration & his Art. (i. e. He was Law unto himself.) Poetry freely chose its own form.'

'There was the same liberty in style. The writer made for himself, independent of grammatical & academic authorities, his vocabulary & syntax.'

'Literature liberated itself from all tradition & all rules.'

'That (Romantic) school had accomplished much: it had recreated French poetry, & it had revolutionized French prose.' 'They had shown that it was possible to break a rule & yet write good poetry.' એરિસ્ટોટલનાં કાવ્યશાસ્ત્રનાં બન્ધનોમાંથી પરમ મુક્તિ તે ફ્રેન્ચ Romanticism.

એ Romantic શાળાનો પરમ આચાર્ય તે વિકટર હ્યૂગો; અને હ્યૂગોની સાહિત્યછાબમાંની મહાકાદમ્બરી તે લે મીઝરેબલ. 'In that enormous work Hugo attempted to construct a prose epic of modern life.' એ મહાકાદમ્બરી એટલે ફ્રેંચ સંસારની પાવનકારિણી ભાગીરથી.

વર્તમાન ફ્રેંચ સાહિત્યનું પ્રધાન અંગ છે કાદમ્બરી. બાલઝાક ડ્યુમા ઝોલા ને હ્યૂગો એ એના ચાર સ્થંભ. Novel with purpose ફ્રાન્સમાં લખાય છે એટલાં અન્ય દેશે ભાગ્યે લખાતાં હશે. હ્યૂગો બાલઝાક ડ્યૂમા ફ્લોબર્ટ ઝોલા મોપાસાં છે ફ્રાન્સના મહાન કાદમ્બરીકારો. પારિસ જોયે ફ્રેંચ જીવન સ્હમજાય, ને ફ્રેંચ કાદમ્બરી વાંચ્યે ફ્રેન્ચ સાહિત્ય સ્હમજાય. ફ્રેંચ સાહિત્યમાંથી નવલકથા બાદ કરો તો જાણે રસોઇમાંથી સબરસ કહાડી લીધા જેવું લાગશે. ફ્રેંચ સાહિત્યને યૂરોપ કને પૂજાવ્યું ૧૪મા લૂઇએ; વિપ્લવવાદી કીધું વોલ્ટેરે ડિડેરોટે રૂસોએ; વિશાળભાવી કીધું એના ઇતિહાસકારો અને નવસાહિત્યાચાર્યોએ; પણ સલૂણું કીધું એના કાદમ્બરીકારોએ.

ત્ય્હાંની રોમેન્ટિક શાળાનો વડો કાદમ્બરીકાર હતો વિકટર હ્યૂગો.

એક થાંભલે કોઇ મંડપ ઉભતો નથી: Romantic મહાશાળાના રસમંડપને ઝીલતા હતા અનેક સ્તંભો; ને વિકટર હ્યૂગો હતો એ સૌમાં ધ્રુવાસ્થંભ.

'It is as if the poetical soul of the XIX century lived in his verse.' 'He is the most popular of French writers. At his death he was given a national funeral.' હ્યૂગો માટેના ઈંગ્રેજ અવલોકનાર સ્ટ્રેચીના પ્રશસ્તિબોલ સાવ ખોટા નથી, પણ બહુલંડાતી પેલી અતિશયોક્તિથી કેટલા આઘેના છે ? 'Strangest visions of fancy તે પ્રત્યક્ષ કરાવતો;' 'The glamour & the mystery of past તે ખડાં કરતો;' 'Fugitive beauties of Nature પકડી પકડી તે શબ્દપીંજરે પૂરતો;' 'પ્રેમનું સંગીત તે મેઘમન્દ્ર ને કોયલમધુરૂ ગાતો;' 'The fire, the stress, the culminating *fury of prophetic denunciation* તે રૂદ્રરૂપે ઉચ્ચરતો;' 'વિશ્વવિધાતાના ભવ્ય બોલ તે ભવ્ય શબ્દે બોલતો.' હ્યૂગોની કવિતા પરત્વે એ અવલોકનકાર કહે છે કે In the long roll and vast swell of his verse there is something of an ocean—a moving profundity of power. મહાસાગરની છોળો ઉછળે એવાં હ્યૂગોનાં કાવ્યચરણો કારમાંક ઉછળતાંગર્જતાં. હ્યૂગોની મહાકાદમ્બરી ૧૮૫૦માં આરંભાઈ ને ૧૮૬૨માં પ્રગટ થઇ. 'Les Miserables is a collection of novels, rather than a novel.' એ સાહિત્યરસિક હ્યૂગોને શબ્દસ્વામી ભાખે છેઃ 'He was the supreme lord of words.' મેહુલામાંથી ધારાઓ નિર્ઝરે એવાં હ્યૂગોનાં શબ્દફોરાં નિર્ઝરતાંઃ 'Words flowed from Victor Hugo like light from the sun.' હ્યૂગોનું સિંહાસન સાહિત્યસ્વર્ગના અમરોમાં છે. 'None but a place among the most illustrious could be given to the creator of such a stupendous piece of word-painting as the description of the plain of Waterloo.' જીતનાર કરતાં હારનાર કદાચ રણસંગ્રામના ભીતરનું હાર્દ અધિકું સહમજતા હશે. હ્યૂગો

એ ઇતિહાસને હસે છે કે જે ગામડાએ એકકે તોપગોળો ફેંક્યો નથી કે ઝીલ્યો નથી એ ગામડું તે મહાસંગ્રામની ફોઇણા! એનું નામ વિધાતાની અવળાઈ---Irony of Fate. 'He resembles an overflowing river which no longer finds its banks nor its direction; but which, if it enters a narrow valley or a rapidly descending slope, resumes in the one case its majestic flow, & in the other flings itself downward in a sparkling cascade.' હ્યૂગોના ગુણ વર્ણવતાં વર્ણનકારને પણ કવિતાના રંગ ચ્હડે છે; કાવ્યશબ્દો શિવાય હ્યૂગોનું ગુણવર્ણન સાહિત્યઅવલોકનકારને અશક્ય જેવું ભાસે છે. સ્ટ્રૅચી કહે છે કે A romantic love of vastness, richness, & sublimity હ્યૂગોના ગ્રન્થોને આચ્છાદી રહ્યાં છે. રસસ્વામીઓ ઓટલે બેઠા આભ નિહાળે, ગાલના તલ ઉપર સમરકન્દ ને બુખારા વારી જાય, અણુપરમાણુમાં ભવ્યતા ભાળે: એ આપણે દેશે આશ્ચર્ય નથી. દંડકારણ્યમાં ને પંચવટીતીરે સીતાજીના વનવાસસૌભાગ્યની કુંકુમપગલીઓ છે; પંપાની કુંજો ને ઋષ્યમુકની ઝાડીઓમાં રામનાં સ્નેહરૂદનની અશ્રુમાળા વિખરાયેલી પડી છે. 'Les Miserables is a thesis. In it Hugo pleads the cause of all those whom society scorned, & for whose crimes it is responsible.' 'Hugo became year by year more of a seer & a painter.' વિક્ટર હ્યૂગો એટલે વિવિધતા ને વિશાળતા. 'Les Miserables is the consummation of the romantic conception of fiction.' હ્યૂગોનું લે મીઝેરેબલ એટલે મહાકાવ્યનો ફ્રેંચ ગદ્યાવતાર.

જગતકાદમ્બરીમંડળમાંથી આટલા મહાગ્રહો આપણે જોયા, વિધવિધ ભાષા-

ભંડારેથી પ્રધાન કાદમ્બરીઓ આપણે અવલોકી. એ સહુ યે Classics છે. અન્ય ઉત્તમ કાદમ્બરીઓ કે કાદમ્બરીકારો જગતે નથી એમ નહિ. જગતનો અખિલ કાદમ્બરીભંડાર વિલોકવાનો આજનો આપણો દાવો કે આશય નથી, તેમ અવકાશે નથી. પૃથ્વીની મહાપ્રજાઓની મહાકાદમ્બરીઓના Types—નમૂના આપણે નિરખ્યા. કોઇ મહાપ્રજાનો પ્રતિનિધિ નિજની રસવાર્તાનો અન્ય નમૂનો સૂચવશે તો સાભાર પુનરવલોકન કરીશું. મતભેદનો સંભવ હોય; અન્યાયનો હેતુ નથી. ચાલો હવે ગુજરાતની સર્વશ્રેષ્ઠ કાદમ્બરીની વિપુલ રસસમૃદ્ધિ નિહાળિયે.

સરસ્વતીચન્દ્રની ગુણપરીક્ષા આદરતાં પૂર્વે પગરણમાંનો પ્રશ્ન અનુત્તર નહિ રખાય. કેટલાકોને શંકા થાય છે કે સરસ્વતીચન્દ્ર કાદમ્બરી જ કહેવાય કે કેમ ? સજ્જનો ! ભડકવાને કારણ નથી. એ પ્રશ્ન આપણે ત્ય્હાં નવો હશે, યૂરોપમાં નવો નથી; ત્ય્હાં તો અનેક રસવાર્તાઓ વિશે એમ પૂછાયેલું છે. ગોઇથેની જર્મન મહાકાદમ્બરી વિલ્હેલ્મ મિસ્તર પરત્વેની એવી શંકાનો ઉત્તર દેતાં Schlegal—શ્લેગલ કહે છે: To judge of this book × × × by our common notion of the novel, a notion pieced together & produced out of custom & belief, out of accidental & arbitrary requisitions—is as if a child should grasp at the moon & stars, & insist on packing them into its toy-box. આ વચનોને કારલાઈલ અનુમોદન આપે છે કે: Unhappily, the most of us have boxes, and some of them are very small ! મેઘદૂત ને ગીતગોવિન્દ જ વાંચી, એટલા રસાભ્યાસથી જ કવિતાની વ્યાખ્યાપરિસીમા બાંધી, ગીતા-શાન્તિપર્વ કે રામાયણમહાભારત—માનવવંશનાં કલ્યાણક જગતકાવ્યો વિશે

'એ કાવ્ય કહેવાય કે નહિ ?' એવી શંકા ઉઠાવનારાઓ પડ્યા છે; ને એ પ્રકારની આ શંકા યે છે. 'મ્હારી હથેળીમાં માય એ કેરી' એવું બોલનારા કેટકેટલાક સાચા પડશે ? એવા પ્રશ્નથી મહાકાવ્ય કે મહાકાદમ્બરીનું દૂષણ નથી ઝંખાતું, પ્રશ્નકારની દૃષ્ટિમર્યાદાનો ન્હાનકડો પરીઘ ઝંખાય છે.–ને આ પ્રશ્નનો ઉત્તર ભારતવાસીને સ્હમજાવવો અઘરો નથી. મહાભારતની પેઠે સરસ્વતીચન્દ્રે બંગલો નથી, હવેલી છેઃ અમદાવાદના કે વડતાલના, મૂળીના, જૂનાગઢના કે ગઢડાના સ્વામીનારાયણ મન્દિરની જાણે ગામવિશાળ હવેલી. નર્મદાજીને ખોળે ઉભેલા મેઘાડમ્બર સમોવડ કબીરવડનાં દર્શન કરતાં પૂછજો ને શોધજો કે મૂળ કિયું ? ને થડ કિયું ? ને વડવાઇઓ કઈ ? અને પૃચ્છક આંખડીને એ ન ઓળખાય તો ઠરાવજો કે કબીરવડ તે વડ જ નથી ! હિન્દમાતાના વામદક્ષિણ વજ્રબાહુ સરિખડા હિમાલય ને સુલેમાનહાલા; પાયયુગલ સમોવડ પશ્ચિમઘાટ ને પૂર્વઘાટ; ક્ષીણ કટિમેખળારૂપ સાતપૂડા ને વિન્ધ્યાચળ: અનેકદેશવિસ્તરતી એ ગિરિમાળાઓને વિલોકો ને પૂછો કે એમનાં મૂળશિખર કિયાં ને શાખાશિખર કિયાં ? અને એ પ્રશ્ન અનુત્તર રહે તો ઉચ્ચરજો કે એ પર્વતમાળાઓ જ નથી ! એ ખરૂં છે કે આખ્યાનઉપાખ્યાનોનાં વનઉપવનોભરી મહાભારતની ભૂમિકામાં પાંડવકૌરવની રસકથા ગંગાયમૂનારૂપે વહી અન્તે કુરુક્ષેત્રના મહારણસંગ્રામમાં સમાય છે. સરસ્વતીચન્દ્રનાં વાર્તાપૂર એવાં–પણ નિરાળાં, એ જાતનાં–પણ જૂદાં રંગરૂપનાં છે. લક્ષ્મીનન્દનની મુંબઈગરી સંસારકથા, સુવર્ણપુરમાંની બુદ્ધિધનની બહુરંગી કારભારકથા, રત્નનગરીવાળી મલ્લમહાભુવનમાંની ધીરવીર બ્રાહ્મણક્ષત્રિયોની બહુશ્રુત રાજકથા, ગુણસુન્દરીની–ગૂંથાયેલી વેલીઓના જેવી–અનેકજાળ કુટુંબકથા, અને સુન્દરગિરિનિવાસી યદુનન્દનોપાસક સાધુસાધ્વીઓની પુણ્યનિર્મળી સાધુકથા: પંજાબની પેઠે સરસ્વતીચન્દ્રની રસભૂમિકામાં એમ પંચ કથાનદ

વહે છે, અને એ પંચનદનો સંગમ કલ્યાણગ્રામમાં પરિણમે છે. ઇતિહાસ—ને ભૂગોળ—કહે છે કે એક જ હિમાદ્રિહૈયામાંથી એ પંચનદ વહે છે. ગંગાને ને સિન્ધુને અનેક શાખાસરિતાઓ મળે છે, માટે એ નદીઓ નહિ? શાખાસ્રોત-વિનાની, ન્હાની કે મ્હોટી, નદી કો દીઠી છે ખરી? ગંગા અને સિન્ધુ નદીઓ નથી, નદ છે-મહાનદ છે. પંચાંગુલિઓવન્તું સરસ્વતીચન્દ્ર તો હસ્તકમળ છે. પંચ કાર્યેન્દ્રિયે સ્થૂલદેહ ને પંચ જ્ઞાનેન્દ્રિયે જ્ઞાનદેહ બન્ધાય છે. સરસ્વતીચન્દ્રના સ્થૂલદેહ ને જ્ઞાનદેહ એમ બન્ધાયેલા છે, અને ઉભય પુણ્યપ્રકાશ ને કલ્યાણ-સિદ્ધિના સાધક છે. પંચાયતન દેવમૂર્તિની પેઠે અનેક છતાં યે એક દેવપ્રતિમા સમી સરસ્વતીચન્દ્રની મહાકાદમ્બરી છે.

સજ્જનો ને સજ્જનીઓ! આઠ કે નવ વર્ષનાં આપણે હતાં, અને ત્રીજા-ચોથા ગુજરાતી ધોરણમાં ગુજરાતના ઇતિહાસનાં કેટલાંક પાનાં આપણે ભણ્યાં હતાં. એ પછી ગુર્જરદેશની મહાકથાનો અભ્યાસ આપણે કેટલોક વધાર્યો છે? પધારો ને નિહાળો આપણી પ્રજાની જીવનવાર્તા: એ ય તે અજબ છે. કુરુક્ષેત્ર-માં અઢાર અક્ષૌહિણી સૈન્યસાગરોની વચ્ચે નિ:શસ્ત્ર ઉભી ગીતાજી ગાયાં એ શ્રી કૃષ્ણચન્દ્ર આપણા ગુજરાતની દ્વારકાનગરીના રાજકુમાર હતા. સજ્જનો! ગુજરાતે જગતને ગીતા અર્પી છે. યૂરોપે પ્યૂરિટનોને અમેરિકા કહાડ્યા; ગુજરાતે સાગરઝોલાં ખાતા પરધર્મી પારસીઓને સત્કારી હૈયાસમાસ દીધો. બારગાઝાનું બન્દર ગ્રીસમીસર શું વ્હેપાર ખેડતું; સ્થંભતીર્થના બન્દરે આરબો આવી વસતા; સૂરતને બ્હારે સારા યૂરોપની મહાપ્રજાઓ ઉતરી. વલ્લભી-પુરથી ઇડર, ઇડરથી ચિતોડ, ને ચિતોડથી દક્ષિણમાં શિવાજી ને પૂર્વમાં નેપાળ-રાજ્યકુળ:ઇતિહાસનાં એ કાળપગથિયાં લોકજાણીતાં છે. અખિલ આર્યાવર્તે વેદગર્જના ગર્જતા વેદાન્તકેસરી સ્વામી દયાનન્દ સરસ્વતી—પણ ગુર્જર-

દેશની યશદિવની ઇતિહાસગાથા એ આજનો વિષય નથી. શસ્ત્રખેલન ગુજરાતે થોડાં ખેલ્યાં છે; પણ ગુજરાતના સન્તોની, ગુજરાતના જગત્વ્યાપારીઓની, ગુજરાતના કવિવરોની, ગુજરાતની તાનારીરીઓની, ગુર્જરસુન્દરીની નિઃશસ્ત્ર રમણા, ગીતાજી જેવી, ઇતિહાસના મુગટે મણિ થઇ જડાય એવી છે. સરસ્વતીચન્દ્ર એ મણિપરંપરામાંનું રસરત્ન છે. જગતનો જ્ઞાનભંડાર યથાશક્તિમતિ નહિ સંભરે એ ખરેખર ! અધૂરિયાં રહેશે; ખંડખંડની માનવકથાનાં જ્ઞાન-વિજ્ઞાન વિના, આપણે કે પરને, કોઇને ચાલવાનું નથી. પણ ઘરની વાર્તા નહિ વાંચે એના તો પાયા જ નહિ મંડાય. માતાપિતાનાં ગૃહતીર્થો ઉવેખી તીર્થયાત્રાએ રખડે એનાથી તો હવે આધા ન્હાસે. સૌસૌને નિજનિજના દેશનો ઇતિહાસ એ તો ગળથૂથીનાં અમૃત છે.

સહુ પ્રજાઓના વિશિષ્ટ સાક્ષરવર્ગે ઘણાખરા દેશસાક્ષર હોય છે, કોઇક મહાવ્યક્તિ જગત્સાક્ષર હોય છે. બાણ સરવેન્ટિસ બાલ્ઝાક ટોલસ્ટોય ગોઇથે હ્યૂગો એ કાદમ્બરીકારો જગત્સાક્ષરો હતા. આપણા ગોવર્ધનરામભાઈ એ કક્ષાના જગત્સાક્ષર છે, ને સરસ્વતીચન્દ્ર જગત્કાદમ્બરી છે. સૌ જગત્સાક્ષરો પ્રાયઃ દેશસાક્ષરો હોય છે;ને પોતાની માતૃભાષા દ્વારા, તથા દેશબન્ધુઓ દ્વારા, જગતને સંબોધે છે. ગોવર્ધનભાઇએ પણ એમ જ કીધું છે. ગોવર્ધન કલાસ્વામીએ સરસ્વતીચન્દ્રમાંનું કોઇ વાર્તાપાત્ર સર્વાંગે ઐતિહાસિક નથી ચીતર્યું; પણ મણિરાજ, ભૂપસિંહ, જરાશંકર, બુદ્ધિધન, પ્રમાદધન, સરસ્વતીચન્દ્ર. કુમુદસુન્દરી, અલકકિશોરી ને એવાં પાત્રોમાંની ઐતિહાસિક વિશેષતા તો સ્પષ્ટ છે. પાયારૂપ ઇતિહાસે અમૂક સ્થળકાળની છતાં સાર્વત્રિક મનુષ્યજાતની સરસ્વતીચન્દ્ર કાદમ્બરી છે. કોણ કથશે કે મલ્લમહાભવન ને મહાભારતનો અર્થવિસ્તાર માત્ર ભાવનગરના વિજયસિંહ મહારાજને જ ગગા ઓઝાનો રાજધર્મબોધ છે ?

કયસરે જ્યારે ખલીફાએ અમાનુલ્લાએ એ ગોવર્ધનવચનામૃત વાંચ્યાં વિચાર્યાં પીધાં હોત તો કદાચ આજની દશા એ ન ભોગવતા હોત. લક્ષ્યાલક્ષ્યની ધર્મ-વિચારણા શું માત્ર ચિદ્‌ઘનાનન્દ સ્વામીએ ગગા ઓઝાને જ એક ભણાવી હતી? કે ચિદ્‌ઘનાનન્દી ગીતા જેમ આજ સૌ મુમુક્ષુજન કાજે છપાય છે એમ લક્ષ્યાલક્ષ્યવિચારણા પણ સહુ અધ્યાસદેશના યાત્રિકો કાજે છે? અવિભક્ત કુટુંબભાવનાની બળત્તર દલીલ માત્ર શું નડિયાદના કે ભાવનગરના નાગરકુટુંબો કાજે છે? કે Pater familiasને પદભ્રષ્ટ કરતી, જગત્પ્રવર્તતી Individualism 'હૂતોહૂતી'ની ભાવનાને એ ગોવર્ધનઆહ્વાન છે? સુન્દરગિરિ ઉપરનાં સાધુ-સાધ્વીઓનાં જોગસુન્દર જીવનવ્રત અને સૌમનસ્ય ગુફામાંની પંચરાત્રિમાં પ્રગટતાં પ્રેમપાવનકારી આન્તરરહસ્યો, સૂર્યપ્રભાથી યે પ્રકાશવન્તાં એ સ્વપ્નદર્શનો, બસ ગુજરાતની સીમાઓમાં જ પરિસમાપ્તવાને અર્થે નથી; જગતૂભરમાં વ્યાપતી લગ્નઅરાજકતાને પરિશુદ્ધવાને ને પવિત્ર કરવાને કાજેનાં એ રસસરોવરો છે. કુમુદસુન્દરી અને સરસ્વતીચન્દ્રના સમાગમોની મર્મછેદિણી વાર્તામીમાંસા સર્વદેશસ્થ માનવજાતના અભિજાત અપાપવિદ્ધ સ્ત્રીપુરુષોની હૃદયમીમાંસા છે. સરસ્વતીચન્દ્ર ગુજરાતનો ને ગુજરાતીઓનો છે; ગુજરાતીઓ એથી ગૌરવવન્તા ને ગુણગર્વિલા છે; છતાં સરસ્વતીચન્દ્ર જગતનો ને જગર્જ્જનોનો છે. ગોવર્ધનભાઇના હૃદયદેશમાં ગુર્જરરુધિરનાં પૂર વહતાં; પણ ત્હેમની ભાવનાઓ ને કવિતા વિશ્વવહન્તી હતી. સરસ્વતીચન્દ્ર ગુર્જરગિરામાં છે, પણ સરસ્વતીચન્દ્રમાં વિશ્વભોગ્ય રસસામગ્રી છે. ગોવર્ધનભાઈ બેશક આપણા છે, પણ જગત કાજે છે.

સરસ્વતીચન્દ્રની કાદમ્બરી રચતાં ગોવર્ધનભાઇનો મહાશય શો હતો તે ત્હેમણે જ ઉચ્ચારેલો છે. યજ્ઞની પૂર્ણાહૂતિને અવસરે નૌબત વાગે, શંખ બોલે, ને

બ્રાહ્મણોના બ્રહ્મમન્ત્ર ગાજી રહે, એમ ૧૯૦૧માં, આ સૈકાના આદિમાં, એ મહાકાદમ્બરીના પૂર્ણાહૂતિઅવસરે ગોવર્ધનભાઇ ગાજી ઉઠે છે કે:

" પ્રિય વાંચનાર ! પંદર વર્ષે આપણો સમાગમ હવે સમાપ્ત થાય છે. તું પુરુષ હો કે સ્ત્રી હો, સાક્ષર હો કે પ્રાકૃત જન હો, રાજા હો કે પ્રજા હો, શ્રીમાન્ હો કે રંક હો, ત્યાગી હો કે ભોગી હો, જૂના સંપ્રદાયનો હો કે નવા વિચારનો હો–હો તે હો—સર્વથા તું જે હો ત્હેને માટે યથાશક્તિ યથામતિ થોડી થોડી સામગ્રી આ ગ્રન્થના કોઇક કોઇક પાનામાં ત્હને મળી આવે, કે કાંઇ પણ ભાવતું ભોજન ન મળવાથી કેવળ નિરાહાર પાછાં જવાનો વારો ત્હારે ન આવે, ત્હારે જોઈતા પદાર્થથી આવે સ્થાને બની શકે એટલી તૃપ્તિ અને એટલો બોધ, અને બોધ નહિ તો સૂચના, ને સૂચના નહિ તો અભિલાપસ્થાન પણ ત્હને આ ચાર ગ્રન્થોમાંથી મળી આવે, અને મનની જે વાતો પૂછવાને ત્હારા મનને કોઈ અનુભવી રસિક કે જ્ઞાની સન્મિત્રની અપેક્ષા હોય એ વાતોનાં સમાધાન કંઇક કરવાને ત્હને આ ગ્રન્થો કોઈ સ્થાને કઇ અંશે મિત્ર જેવા નીવડ્યા હોય, તો આપણી મિત્રતા અને ત્હારી સેવા કંઇક થઈ છે એમ સમજાશે, અને ત્હેનું શુભ ફળ ત્હારા આયુષ્યમાં કાંઈ પણ સુખનો અને કલ્યાણ-નો અંશ ભરશે તો આ લેખ સફળ થશે. એક નવલકથાનો લેખક તે કોઇનું એથી વધારે કલ્યાણ–શું કરી શકે ?–અથવા કરવાને અધિકારી હોઇ શકે ?'

આજ સ્ત્રી કે પુરુષ, રાજા કે પ્રજા, શ્રીમાન્ કે રંક, ત્યાગી કે ભોગી, પુરાણવાદી કે નવીનવાદી—સર્વથા જે હો તે હો—એવી અનેકવર્ણી માનવ-વ્યક્તિઓને માટે અનેકવિધની સમાધાનસામગ્રી માનવવંશના એ 'અનુભવી રસિક ને જ્ઞાની સન્મિત્રે' આ ગ્રન્થચોસરમાં સંભરી છે. ગોવર્ધનભાઈની લોક-કલ્યાણની સદ્‌વાસના સર્વતોમુખી હતી, ને ત્હેની સિદ્ધિને અર્થે એમનો સા-

હિત્યશ્રમે મહાભારત હતો. એ જગત્સાક્ષરની આવી અનેકદેશીયતા સાનન્દાશ્ચર્યકારિણી હતી. બાણ ભટ્ટ સમાં રસવૃત્તિ ને કલ્પનાપ્રભાવ તથા શંકરાચાર્ય સમું ઉંડું ને ગહન ચિન્તનગામ્ભીર્યઃ એ એમનાં હતાં. લોકપ્રવૃત્તિનાં અનેક અંગો એમને સુગમ ને સુપરિચિત હતાં. ટૂંકો લાઈકરગસ કે સોલન, ભીષ્મ કે ચાણાક્ય સમા પ્રાચીન રાજનીતિવેત્તાઓ, અને વોશિંગ્ટન કેવોર ને ગ્લેડસ્ટન, બિસ્માર્ક ને ઇટો સમા અર્વાચીન રાજમન્ત્રીઓની મન્ત્રસભામાં સપ્તમહાભવનમાં મહાભારતનો અર્થવિસ્તાર ઘટાવનાર ગોવર્ધનભાઈ રાજનીતિના ભાષ્યકાર ગુર્જરપ્રતિનિધિ તરીકે ઉપયોગી ને યશસ્વી નીવડે. ચિરંજીવ કવિજનોની કાવ્યપરિષદમાં બાણ ભટ્ટના ગુર્જરાવતાર ગોવર્ધનભાઈ ગુર્જરમાતાના રસસૌન્દર્યવૈભવી સુપાત્ર સન્તાન જેવા શોભે. એરિસ્ટોટલ ને શંકર, રામાનુજ ને કેન્ટ—ફિલસુફીનાં નિગૂઢ તત્ત્વોના તત્ત્વચિન્તકોનું ચિન્તકમંડળ મળ્યું હોય તો ત્હેમાં પણ લક્ષ્યાલક્ષ્યવિચાર અને એ સિદ્ધાન્તપરિવારના પિતામહ ગોવર્ધનભાઈ તેજસ્વીરૂપે વિરાજે. મનુ ને પ્લેટો, કોમ્ટ ને રાનડે સમા સર્વગ્રાહી સંસારશાસ્ત્રીઓની મહાસભામાં યે ગુજરાત ગુણસુન્દરીના કુટુંબજાળના કથાકાર ગોવર્ધનરામભાઈથી લજ્જાસ્પદ ન થાય. મહાભારતકારની શૈલીના અનુયાયી ગોવર્ધનભાઈ અનેકપહેલે ઝળકન્તા સાક્ષરરત્ન હતા. દક્ષતા સમુદાયનેતૃત્વ સંઘમેલન—કાર્યધુરન્ધર લોકનેતાની એ ક્ષાત્રવૈશ્ય ગુણસામગ્રી બાદ કરતાં મહર્ષિ રાનડેનાં અનેકદેશી કલ્યાણચિન્તન, સિંહનાદશાળી સુરેન્દ્રનાથનો વાણીવૈભવ, રાજા રવિવર્માથી અધિકી સૂક્ષ્મદર્શી શબ્દચિત્રકળા, સ્વામી દયાનન્દ સમો ત્યાગવૈરાગ્ય, મહારાષ્ટ્રકેસરી ટિળક મહારાજના જેવું શાસ્ત્રઅધ્યયન, ભારતી પ્રજાના Pater familias સમા સન્તસુદ્રાળા દાદાભાઈના જેવા દેશોન્નતિના અખંડ આશાઅભિલાષઃ એ બ્રાહ્મ ગુણભંડાર ગોવર્ધનભાઈમાં હતા. કૂવામાં હોય તે હવાડામાં આવે; ગોવર્ધનભાઈનું બ્રાહ્મણત્વ સરસ્વતી-

ચન્દ્રમાં ઠલવાયું છે. ગોવર્ધનભાઇનું બ્રાહ્મણજીવન ઉચ્ચાશયી હતું; એમનું બ્રહ્મવર્ચસ્ મહાઓજસ્વી હતું: એ સૌ સરસ્વતીચન્દ્રમાં અવતર્યાં છે. સરસ્વતીચન્દ્રના પ્રાણમાં છે ભારતનું એ બ્રહ્મવર્ચસ્.

વિકટ ગિરિકરાડો ચ્હડતાં સંસારની રથમાળને કેટલાંક ઇંજીનો આગળ થઈ દોરે છે, ને કેટલાંક પાછળ રહી ધક્કેલે છે. ઉભય ઇંજીનોના હૈયામાં સળગતો અગ્નિ લોકકલ્યાણનો હોય, લોકોન્નતિ એ ઉભયનો આશય હોય, પણ ઉભયની કાર્યપદ્ધતિ નિરનિરાળી હોય. નર્મદે આગળ થઇ ગુજરાતની રથમાળને ઉન્નતિમાર્ગે દોરવા મથ્યું, દલપતે પાછળ રહી આપણી રથમાળને ઉન્નતપથે ચ્હડાવવા મથ્યું: ઉભયનું લક્ષ્યબિન્દુ હતું દેશોન્નતિ. વ્યક્તિવીરત્વના પ્રાચીનકાળમાં સેનાધિપતિ સૈન્યને મોખરે ઉભી લ્હડતા. રણસંગ્રામમાં યે બુદ્ધિપ્રાગલ્ભ્યના ને ધૈર્યડહાપણના આજના યુગમાં સેનાધિપતિ, સ્વારીમાંના દેવરથની પેઠે, સૈન્યસમુદાયની પાછળ રહી આજ વ્યૂહનય રચે છે. પ્રેમશૌર્યની હાકલ વગાડતા જોબનજોધ નર્મદનું વીરત્વ પ્રથમ પ્રકારનું હતું; પણ ખડકો સાથે અથડાઈપછડાઇ ચાળીશેકની વયે પછી નર્મદનાં વળતાં પાણી થયાં. દલપતનાં બુદ્ધિચાતુર્ય ને ધૈર્યડહાપણ બીજા પ્રકારનાં હતાં. શેતરંજ રમનારની માફક મ્હોરાંઓની પાછળ બેસીને દલપત સંસારની શેતરંજ રમતા. પૂનાના ઘાટ ચ્હડતાં આગગાડીને કરજતથી એમ આગળ ને પાછળ ઇંજીન જોડાતાં, ને આગગાડી એમ સિંહાદ્રિનો ઘાટ ચ્હડતી. ગોવર્ધનપદ્ધતિ એ ઉભયથી નિરાળી હતી. સંસાર સ્હમજે કે પર કો ધપાવતું નથી, પણ સ્વયં બુદ્ધિબળે દોડે છે; એવી અકળ રચના ગોવર્ધનભાઈની હતી. આગળથી ખેંચતા ન દેખાય, ને પાછળથી ધક્કેલતા ન જણાય એવી, વિદ્યુત્‌ગામી ટ્રામરથમાંના ડાઇનેમોના જેવી, કંઈક અણદીઠ ગહનકલાથી ગોવર્ધનભાઇએ ગુજરાતનો સંસારરથ ધપા-

ર્યો છે. દલપત નર્મદ ને ગોવર્ધન—ઉત્પાદક સંહારક ને પોષક સમી એ સાક્ષર-ત્રિપુટિએ ગુજરાતના વિશ્વને કંઇ કંઇ કરાડો ન્હડાવી ઉન્નતિમાર્ગે દોર્યું છે. એ ખરૂં કે દલપતમાં નર્મદ જેટલું આચારબળ ન હતું, ને ગોવર્ધનમાં તો દલપત જેટલો નિર્ણયઉચ્ચાર ન હતો. નર્મદાશંકર નિમત્રતા કે 'ચાલો આવો;' દલપતરામ ઉદ્બોધતા 'આ માર્ગ શ્રેયસ્કર છે;' ગોવર્ધનરામ તો સ્પષ્ટ આદેશ જ ન આપતા, અને શ્રી કૃષ્ણની પેઠે વિચારમીમાંસાને ડગલે ને પગલે જનસમાજને કહેતા કે 'यथेच्छसि तथा कुरु.' દલપતરામે સાંભળતા કરેલા ગુજરાતને નર્મદાશંકરે ભડકાવ્યો, અને પરિણામે પોતે પણ પછી ભડકી ઉઠ્યા. એ ભડકેલા ગુજરાતને ગોવર્ધનરામે પાછો વિચારતો કીધો. ગોવર્ધનરામભાઈની પ્રતિભાજ્યોતનો રંગ કંઈક કાર્ડિનલ ન્યૂમેનની બુદ્ધિજ્યોતના જેવો હતો. ગોવર્ધનભાઇને પુરાણપક્ષ રુચતો, અને એ પક્ષનાં ઇતિહાસસંદર્ભ ને કવિતાસૌન્દર્ય વિસ્તારવાં ગમતાં. છતાં જે કાંઇ સ્વીકારતા તે પોતાના બુદ્ધિકષકે કસોટતા, પારખતા, ને પછી ત્હેનું મૂલ્ય પ્રગટ કરતા. ત્હો પણ મણિલાલની સંરક્ષણનીતિની સ્થિતિએ ગોવર્ધનભાઇ ભાગ્યે જતા. Goverdhan School was an apologetic school. 'નવું કાંઇ કહેતો નથી' કહી નવું કહેવાની, આપણા દેશને સુપરિચિત ને સુરુચિકર ભાષ્યકાર આચાર્યોની ભાષ્યપદ્ધતિ ગોવર્ધનભાઈની હતી. નવું કહેવું તો હતું; 'નવું કહું છું' એટલું યે કહી જૂનાને ભડકાવવા નહોતા; એટલે ગોવર્ધનભાઇ જૂનાની છાયા લઈ કહેતા, અને અવનવાં ભાષ્યો રચીને નવનવા અર્થરહસ્ય મંહી ઘટાવતા. ગોવર્ધનભાઇ ચિન્તક હતા; અને પોતાના વાંચકવર્ગને પોતાનો ચિન્તનપાશ લગાડે જ છે એ એમની સાક્ષરતાની પરમ સિદ્ધિ છે. ધર્મમાં, રાજ્યમાં, સંસારમાં, અને એવી અનેક અટપટી ભૂલભૂલામણી શી ગલીઓમાં ભાષ્યકાર આચાર્યોની તત્વચિન્તનપદ્ધતિ પસારી, અનેક પુરાણી હવેલીઓ ઉઘાડી, મંહી ગોવર્ધનભાઇએ નવ-

પ્રકાશ પાડ્યો છે. ગોવર્ધનભાઇની ભાષ્યશૈલી આજ ૨૦મી સદીમાં ખરી હો કે ખોટી, પણ સરસ્વતીચન્દ્રમાં, તેમ જ ત્હેમના અન્ય ગ્રન્થોમાં, એ ભાષ્યશૈલી પ્રયોજતાં એમના કલ્યાણગ્રામનો મહામન્ત્ર લોકકલ્યાણ એ જ એમનો આશય અને લક્ષ્ય હતો.

ગોવર્ધનરામભાઇનો—અને સરસ્વતીચન્દ્રમાંનો પ્રતિભાપ્રવાહ આપણી પરિસીમાળી બુદ્ધિએ અમાપ છે એટલું જ નહિ, એમનો જ્ઞાનભંડાર કુબેર ભંડારીના જેવો અગાધ છે. ત્હેમની કવિતજ્યોત તેજસ્વિની છે એટલું જ નહિ, એમનો અનુભવસંચય રત્નાકરવિશાળ છે. ત્હેમનું ધર્મચિન્તન ઉંડું ગહન આભ સમું અગોચર છે એટલું જ નહિ, એમનું સંસારચિન્તન માનવઉદ્ધાર છે. ત્હેમની રાજનીતિ રાજાપ્રજાની હિતકારિણી છે એટલું જ નહિ, એમની લોકસંસ્થાઓની ફિલસુફી ને રહસ્યવાદ લોકકલ્યાણક છે. Nationના નહિ, Societyના; રાજ્યબન્ધારણના નહિ, સંસારબન્ધારણના ગોવર્ધનભાઇ મ્હોટેરા મન્ત્રવિચારક ને મન્ત્રોચ્ચારક છે. કોમ્ટના જેવી સંસારમીમાંસા, વર્ટરની રસકથા સમી ન્હાનકડી પણ પ્રબળ વેગવન્તી કુસુદચન્દ્રની સ્નેહકથા, ન્યૂમેનના જેવી પ્રાચીનપૂજા, માનવમુદ્રાના આદર્શી ચિત્રકાર જેવી પાત્રોની મુદ્રાલેખનકલા ને આન્તરગુણાદર્શકલા, દાન્ટે કે સ્વીડનબોર્ગની કલ્પનાભૂમિમાંના વિશુદ્ધચરિત દેવદેવીઓ જેવાં સુન્દરગિરિવાસી સાધુસાધ્વીઓ, દુઃખી કુસુદમાં સીતાજીની આછીપાતળી છાયા, બાણ ભટ્ટના જેવી શબ્દગાજન્તી સમર્થ વર્ણનમાળા, અને એ સમર્થ સામર્થ્યમાં યે નિગૂઢ સંતાતી, તોફાનની મેઘમાળા માંહેલી ચન્દ્રલેખા સમી, મૃદુ મૃણાલિકાના જેવી, ચિરંજીવ લેખિનીમાં ભવભૂતિની ભાવનયતા ને સુકુમારતાઃ અને એ સકલ વૈભયોપનો ઉપર અસરતી વીજળીઓના ચમકારવન્તી કવિતાની રસવૃષ્ટિઃ આવા આવા વિભૂતિયોગવન્તો સરસ્વતીચ-

વ્યો છે. દલપત નર્મદ ને ગોવર્ધન–ઉત્પાદક સંહારક ને પોષક સમી એ સાક્ષરત્રિપુટિએ ગુજરાતના વિશ્વને કંઇ કંઇ કરાડો ન્હડાવી ઉન્નતિમાર્ગે દોર્યું છે. એ ખરૂં કે દલપતમાં નર્મદ જેટલું આચારબળ ન હતું, ને ગોવર્ધનમાં તો દલપત જેટલો નિર્ણયઉચ્ચાર ન હતો. નર્મદાશંકર નિમન્ત્રતા કે 'ચાલો આવો;' દલપતરામ ઉદ્બોધતા 'આ માર્ગ શ્રેયસ્કર છે;' ગોવર્ધનરામ તો સ્પષ્ટ આદેશ જ ન આપતા, અને શ્રી કૃષ્ણની પેઠે વિચારમીમાંસાને ડગલે ને પગલે જનસમાજને કહેતા કે 'यथेच्छसि तथा कुरु.' દલપતરામે સાંભળતા કરેલા ગુજરાતને નર્મદાશંકરે ભડકાવ્યો, અને પરિણામે પોતે પણ પછી ભડકી ઉઠ્યા. એ ભડકેલા ગુજરાતને ગોવર્ધનરામે પાછો વિચારતો કીધો. ગોવર્ધનરામભાઈની પ્રતિભાજ્યોતનો રંગ કંઈક કાર્ડિનલ ન્યૂમેનની બુદ્ધિજ્યોતના જેવો હતો. ગોવર્ધનભાઇને પુરાણપક્ષ રુચતો, અને એ પક્ષનાં ઇતિહાસસંદર્ભ ને કવિતાસૌન્દર્ય વિસ્તારવાં ગમતાં. છતાં જે કાંઇ સ્વીકારતા તે પોતાના બુદ્ધિકષકે કસોટતા, પારખતા, ને પછી ત્હેનું મૂલ્ય પ્રગટ કરતા. ત્હો પણ મણિલાલની સંરક્ષણનીતિની સ્થિતિએ ગોવર્ધનભાઇ ભાગ્યે જતા. Goverdhan School was an apologetic school. 'નવું કાંઇ કહેતો નથી' કહી નવું કહેવાની, આપણા દેશને સુપરિચિત ને સુરુચિકર ભાષ્યકાર આચાર્યોની ભાષ્યપદ્ધતિ ગોવર્ધનભાઈની હતી. નવું કહેવું તો હતું; 'નવું કહું છું' એટલું યે કહી જૂનાને ભડકાવવા નહોતા; એટલે ગોવર્ધનભાઇ જૂનાની છાયા લઈ કહેતા, અને અવનવાં ભાષ્યો રચીને નવનવા અર્થરહસ્ય મંહી ઘટાવતા. ગોવર્ધનભાઇ ચિન્તક હતા; અને પોતાના વાંચકવર્ગને પોતાનો ચિન્તનપાશ લગાડે જ છે એ એમની સાક્ષરતાની પરમ સિદ્ધિ છે. ધર્મમાં, રાજ્યમાં, સંસારમાં, અને એવી અનેક અટપટી ભૂલભૂલામણી શી ગલીઓમાં ભાષ્યકાર આચાર્યોની તત્વચિન્તનપદ્ધતિ પસારી, અનેક પુરાણી હવેલીઓ ઉઘાડી, મંહી ગોવર્ધનભાઇએ નવ-

પ્રકાશ પાડ્યો છે. ગોવર્ધનભાઇની ભાષ્યશૈલી આજ ૨૦મી સદીમાં ખરી હો કે ખોટી, પણ સરસ્વતીચન્દ્રમાં, તેમ જ ત્હેમના અન્ય ગ્રન્થોમાં, એ ભાષ્યશૈલી પ્રયોજતાં એમના કલ્યાણગ્રામનો મહામન્ત્ર લોકકલ્યાણ એ જ એમનો આશય અને લક્ષ્ય હતો.

ગોવર્ધનરામભાઇનો—અને સરસ્વતીચન્દ્રમાંનો પ્રતિભાપ્રવાહ આપણી પરિસીમાળી બુદ્ધિએ અમાપ છે એટલું જ નહિ, એમનો જ્ઞાનભંડારે કુબેરભંડારીના જેવો અગાધ છે. ત્હેમની કવિતજ્યોત તેજસ્વિની છે એટલું જ નહિ, એમનો અનુભવસંચય રત્નાકરવિશાળ છે. ત્હેમનું ધર્મચિન્તન ઉંડું ગહન આભ સમું અગોચર છે એટલું જ નહિ, એમનું સંસારચિન્તને માનવઉદ્ધાર છે. ત્હેમની રાજનીતિ રાજાપ્રજાની હિતકારિણી છે એટલું જ નહિ, એમની લોકસંસ્થાઓની ફિલસુફી ને રહસ્યવાદ લોકકલ્યાણક છે. Nationના નહિ, Societyના; રાજ્યબન્ધારણના નહિ, સંસારબન્ધારણના ગોવર્ધનભાઇ મ્હોટેરા મન્ત્રવિચારક ને મન્ત્રોચ્ચારક છે. કોમ્ટના જેવી સંસારમીમાંસા, વર્ટરની રસકથા સમી ન્હાનકડી પણ પ્રબળ વેગવન્તી કુમુદચન્દ્રની સ્નેહકથા, ન્યૂમેનના જેવી પ્રાચીનપૂજા, માનવમુદ્રાના આદર્શી ચિત્રકાર જેવી પાત્રોની મુદ્રાલેખનકલા ને આન્તરગુણાદર્શકલા, દાન્તે કે સ્વીડનબોર્ગની કલ્પનાભૂમિમાંના વિશુદ્ધચરિત દેવદેવીઓ જેવાં સુન્દરગિરિવાસી સાધુસાધ્વીઓ, દુઃખી કુમુદમાં સીતાજીની આછીપાતળી છાયા, બાણભટ્ટના જેવી શબ્દગાજન્તી સગર્થ વર્ણનમાળા, અને એ સમર્થ સામર્થ્યમાં યે નિગૂઢ સંતાતી, તોફાનની મેઘમાળા માંહેલી ચન્દ્રલેખા સમી, મૃદુ મૃણાલિકાના જેવી, ચિરંજીવ લેખિનીમાં ભવભૂતિની ભાવમયતા ને સુકુમારતાઃ અને એ સકલ વૈભવોપનો ઉપર ઝરમરતી વીજળીઓના ચમકારવન્તી કવિતાની રસવૃષ્ટિઃ આવા આવા વિભૂતિયોગવન્તો સરસ્વતીચ-

ન્દ્રનો રસગ્રન્થ છે. મહાભારત કે રામાયણ સમો, સરસ્વતીચન્દ્ર એટલે મહાકાવ્યનો ગદ્યાવતાર.

યૂરોપનું ઈલિયડ, ઈરાનનું શાહનામું, ભારતવર્ષનાં મહાભારત રામાયણ ને ભાગવતઃ મ્હારે મન જગતનાં એ પંચમહાકાવ્યો છે. ધવળગિરિ ને કાંચનગંગા સમાં રસહિમાદ્રિનાં એ પંચ પરમ જગતશિખરો. આટલાન્ટિક પાસીફિક કે હિન્દી મહાસાગર તરનારા તારા જન્મશે ત્યહારે એ રસસાગરોના પણ તાગ લેવાઇ રહેશે. રસશાસ્ત્રની સીમાબદ્ધ વ્યાખ્યાઓમાં એ નહિ સમાય. પૃથ્વીની દૃષ્ટિમર્યાદા યે એમને સાંકડી પડશે. માનવહૈયાં મપાશે ત્યહારે એ પંચ મહાકાવ્યો યે પૂરાં મપાશે. દર્શન કરવાનું, વન્દી રહેવાનું, આપણી કાચલીઓ ભરી ભરી પીવાય એટલાં એમનાં રસામૃત પીવાનું આપણે કાજે તો સૌભાગ્યનિર્માણ છે. એમનામાંથી ચોમેર ઝરણાં વહે છે તે પૃથ્વીને રસવતી ને ફળદ્રુપ કરે છે. એ મહાકાવ્યોનો સરસ્વતીચન્દ્ર અર્વાચીન ગદ્યાવતાર છે.

એ અવતાર આપણે ત્યહાં કેમ થયો ? એ તો પેલા જગતપ્રશ્નના સન્તાનપ્રશ્ન સમો ભાસે છે કે પયગમ્બરો સૌ એશિયાખોળે જ કેમ જન્મ્યા ? એ ઇતિહાસપ્રશ્નોની ઉત્તરમીમાંસા તો અનેક કારણજાળભરપૂર સંસારશાસ્ત્રનો વિષય છે. સંસારશાસ્ત્રનું સાગરમન્થન આજ નહિ કરિયે. પણ સરસ્વતીચન્દ્રની જન્મોત્રીના ગ્રહયોગની આછીપાતળી વિચારણા અંહી અસ્થાને ન જ ગણાય. મહાકાવ્યના એ ગદ્યાવતારનાં કારણો શાં હતાં ?

એ કારણમાળા ચોસરી છે.

ત્હેમાં પહેલી સર છે ગોવર્ધનભાઇની સાત્ત્વિક સંપત્તિની. વિપુલ સાત્ત્વિક સંપત્તિ વિના મહાકાવ્યનો અવતાર સંભવે જ નહિ. જ્ઞાની અનુભવી

કવિ ફિલસુફ માનસશાસ્ત્રી સંસારશાસ્ત્રી નીતિવેત્તા ધર્મવેત્તાઃ એવા નાનાગુણાલંકૃત ને વિધવિધ આત્મવિભૂતિવન્તા ગ્રન્થકાર વિરલ હોય છે. ગોવર્ધનભાઈ વિરલ હતા, સરસ્વતીચન્દ્ર વિરલ છે.

બીજી કારણસર છે ગોવર્ધનભાઈની અક્ષરપ્રવૃત્તિ વિશેની લોકકલ્યાણક ભાવનાની. શેક્ષપીયરની સાક્ષરભાવના યૂરોપી રસમીમાંસકો હેમલેટનાં વચનોમાં વાંચે છેઃ The purpose of playing, whose end, both at the first & now, was & is, to hold, as 'twere, the mirror up to nature; to show virtue her own feature, scorn her own image, & the very age & body of the time his form & pressure. સદસદ્ સંસારપ્રસંગો સન્મુખ દર્પણ ધરવું—છે એવું જગતદર્શન કરાવવું એટલી જ એ મહાન નાટકકારની કલાધર્મભાવના છે. એલાની પણ કંઇક એવી સાક્ષરભાવના હતી. ગોવર્ધનભાઇની કલાભાવના છે તે જગતમાં જ પરિસમાપ્તી નથી. છે ત્હાંથી પગથિયું યે જગતને ઉપર ચ્હડાવવું એ એમની કલાભાવના. સરસ્વતીચન્દ્રની પ્રસ્તાવનાઓ ફરીથી વાંચી વિચારનારને સ્પષ્ટ થશે કે જગતુન્નતિ એ ગોવર્ધનભાઈનો સાક્ષરમન્ત્ર હતો, અને એ ભાવનાજન્ય મન્ત્રસિદ્ધિને અર્થે સોપાનશ્રેણી સમી પાત્રપરંપરા સરસ્વતીચન્દ્રમાં એમણે યોજેલી છે. આદર્શો ઘડતાં ગોવર્ધનભાઈની એક આંખ સ્વર્ગલોકે રહેતી ને બીજી આંખ પૃથ્વીલોકે રહેતી. શેક્ષપીયરની ને ગોવર્ધનરામભાઇની અક્ષરપ્રવૃત્તિના ભાવનાધર્મમાં પૃથ્વીલોક ને અન્તરિક્ષલોક જેટલું અવસ્થાન્તર છે.

એ બે કારણસરો ગોવર્ધનભાઇની વ્યક્તિગત હતી. ત્રીજી કારણસર આર્યાવર્તના સંસારબન્ધારણમાંની છે. હજારો વર્ષજૂનો કાળજરજરિત આર્યસંસાર હજી નિત્યજીવન્ત ને ઋષિજીવનવન્તો છે. એ આર્યજીવનને ગોવર્ધન-

ભાઇ સાક્ષરજીવન કહેતાઃ અન્ય કો એને બ્રાહ્મણજીવન કહે છે.

શમ દમ ક્ષમા શૌચ જ્ઞાન વિજ્ઞાન આર્જવ
તપ આસ્તિકતાઃસૌ તે બ્રાહ્મ કર્મ સ્વભાવથી.
ગીતા, અ. ૧૮, શ્લો. ૪૨

એ શ્લોકભાખ્યાં સ્વભાવજન્ય ગુણકર્મ ઋષિજીવનનાં છે.

અભય, સત્ત્વની શુદ્ધિ, સુસ્થિતિ જ્ઞાનયોગમાં,
દાન, ને દમ, ને યજ્ઞ, તપ, સ્વાધ્યાય, આર્જવ;

અહિંસા, સત્ય, અક્રોધ, અનિન્દા, ત્યાગ, શાન્તિ, ને
મૃદુતા, દઢતા, લજ્જા, અલોભ, ભૂતની દયા;

ના અતિમાન કે દ્રોહ, શૌચ, તેજ, ક્ષમા, ધૃતિ;
એ ત્હેને હોય, જે પાર્થ! જન્મિયા દૈવી સંપદે.
ગીતા, અ. ૧૬, શ્લો. ૧, ૨, ૩.

એ દૈવી સંપત્તિ ઋષિજીવનની આત્મલક્ષ્મી છે.

પૂજા દેવ ગુરુ પ્રાજ્ઞ દ્વિજની; શૌચ, આર્જવ,
અહિંસા ને બ્રહ્મચર્યઃ કહ્યું તે તપ દેહનું.

અનુદ્વેગી સદા વેણ, સત્ય જે, હિત ને પ્રિય,
સ્વાધ્યાયનો જ અભ્યાસઃ કહ્યું તે તપ વાણીનું.

આત્મસંયમ ને મૌન, ચિત્ત કેરી પ્રસન્નતા,
સૌમ્યતા, ભાવની શુદ્ધિઃ કહ્યું તે તપ માનસી.

ફ્લેચ્છા તજી કો યોગી જને શ્રદ્ધા પરમ વડે
એ ત્રિધા તપ જે કીધું, સાત્ત્વિકી તપ તે કહ્યું.
ગીતા, અ. ૧૭, શ્લો. ૧૪, ૧૫, ૧૬, ૧૭

ઋષિજીવનવન્તા તપોધનોનું એ ગીતામન્ત્રોમાં વર્ણવેલું સાત્વિક તપોમય જીવનવિધાન છે.

ગીતા, અ. ૧૬, શ્લો. ૫:

મોક્ષદા દૈવી સંપત્તિ, બન્ધિની માની આસુરી:

એ ઋષિજીવનની છે જીવન્મુક્તિ.

ઋષિજીવન પરત્વેનો ગોવર્ધનભાઇનો ભાષ્યવિસ્તાર એમના સાક્ષરજીવન અને Practical Asceticism નામના નિબન્ધલેખોમાં છે. ઋષિજીવન પુણ્યપ્રભાવી વૈરાગ્યવર્ચસ્વી ને પાવનકારી હોય. જ્હાં ત્યાગ હોય, જ્ઞાન હોય, તપ હોય, સેવાભાવ હોય એ ઋષિજીવન. દલપતરામ ને ગોવર્ધનરામનાં સાક્ષરજીવન નવયુગનાં ઋષિજીવન હતાં. માધવ ગોવિન્દ રાનડે અને દાદાભાઈ નવરોજજી પણ દેશકાળઅવસ્થાનુસાર ઋષિજીવન જીવતા. સ્વામી દયાનન્દ સરસ્વતી, કેશવ ચન્દ્ર સેન, સ્વામી વિવેકાનન્દ, ને ત્હેમના ગુરુવર્ય સ્વામી રામકૃષ્ણ પરમહંસનાં ઋષિજીવન તો ત્હેમના આશ્રમધર્મ હતા. એસીસીના ફ્રાન્સિસ અને કાઉન્ટ ટૉલસ્ટૉય એ યૂરોપના ત્યાગમૂર્તિ તપસ્વી ઋષિજનો હતા. Plain living and high thinking તો આર્યજીવનના જીવનમન્દિરનો પ્રથમ પગથાર છે. એવા ઋષિજીવનવન્તા સાક્ષરની અક્ષરપ્રવૃત્તિમાં કાવ્યાનન્દ બ્રહ્માનન્દ સમોવડ હોય. ગોવર્ધનરામભાઇનો—અને સરસ્વતીચન્દ્રમાંનો—રસાનન્દ બ્રહ્માનન્દના ભર્ગવન્તો છે.

ચોથી કારણસર છે આપણી મહાકાવ્યની ભાવના. સાહિત્યકારોની મહાકાવ્યની વ્યાખ્યા કરતાં મહાકવિઓની મહાકાવ્યની ભાવના વધારે પ્રાચીન ને વિશાળ છે; અને યૂરોપએશિયા ઉભયવાસી આર્યપ્રજાઓમાં એ સત્કારાઈ છે. વ્યાસ વાલ્મીકિ ને ફિરદૌસી, હોમર વર્જીલ ને દાન્તે: એ સહુ મહાકવિ-

ઓએ અમૃતસરોવરો સમાં મહાકાવ્યો રચ્યાં છે. મિલ્ટનનું પેરેડાઇસ લોસ્ટ એ પ્રાચીન મહાકાવ્યભાવનાનું ન્હાનકડું અનુકરણ છે. લ્યૂથરજન્ય Reformation–ધર્મસુધારણા ને Renaissance–સાહિત્યપુનરુત્થાનવાદે જે પુરાણી ભાવનાઓને પાછી પાડી એમાંની એક મહાકાવ્યભાવના પણ હતી. એશિયામાં હજી એ પ્રાચીન રસમૂર્તિ પ્રાચીન પૂજ્યભાવે પૂજાય છે. એશિયાયૂરોપના પૂર્વજોની એ પુરાણી મહાકાવ્યભાવનાના ગદ્યાવતાર તે કાદમ્બરી, અરબ રાત્રીઓ, વિલ્હેમ મિસ્ટર, લે મિઝરેબલ, ને સરસ્વતીચન્દ્ર. પૂર્વે બાણભટ્ટે નિજનું સર્વસ્વ આત્મધન કાદમ્બરીમાં ઠાલવ્યું હતું: આજે ગોવર્ધનભાઇએ એ ગુરુપરંપરા પાળી છે. પશ્ચિમદેશોમાં પ્રધાનપણે હવે એમ રહ્યું નથી. ડીકન્સ થેકરે સ્કોટ સિંકલેર મેરી કોરેલી મોપાસાં અનેટોલ ફ્રાંસની કાદમ્બરીભાવના મહાકાવ્યની ભાવના નથી. બંગ સાહિત્યપુત્રો બંકિમ ને રવીન્દ્ર પણ મહાકાવ્યભાવનાના ઉપાસકો નથી, અર્વાચીન પાશ્ચિમાત્ય રસભાવનાને અનુસર્યા છે. સરસ્વતીચન્દ્રમાં ગોવર્ધનભાઇ મહાભારતમાંની મહાકાવ્યભાવનાની રસોપાસનાને સેવેઉપાસે છે.

પૂર્વપશ્ચિમની કલાભાવનાઓમાં બીજો પણ એક તાત્ત્વિક ભેદ છે. એક વાર્તામાં એક મન્ત્રનું સ્ફોટનઉદ્ઘાટન–ટેનીસનનાં ધ પ્રીન્સેસ અને આઇડીલ્સમાં છે તેમ, પ્રત્યેક Novel with purposeમાં હોય છે એમ, એક જીવનપ્રશ્નની વિચારમીમાંસા એ આજની પ્રથા છે. અનેકદેશીય દૃષ્ટાન્તબોધ, રૂપકબોધ, ને –મહાભારતમાં ગીતાશાન્તિપર્વ છે તેમ–સમસ્ત જીવનસત્યોનો તત્ત્વાવબોધ: ક્યહાંક ભાષ્યવિસ્તાર ને ક્યહાંક સૂત્રશૈલી: પ્રાચીન મહાકાવ્યભાવનામાં એવી અનેકઅંગવન્તી કલામૂર્તિની રસોપાસના છે. એવી કલાભાવનામાંથી, અને હિન્દુ પારસી ગ્રીક રોમન આર્યપૂર્વજોની પુરાણી ને ભારતસન્તાનોએ ચંદ-

રાસામાં તુલસીરામાયણમાં જાળવેલી મહાકાવ્યભાવનામાંથી બે મુખ્ય ફળો ફળે છે. એક તો એ કે મહાકવિની સમસ્ત આત્મભરતી એમના મહાકાવ્યમાં ઠલવાય ને ઉભરાય છે. વાલ્મીકિનું રામાયણ ને વ્યાસનું મહાભારત, હોમરનાં ઇલિયડઓડેસી ને વર્જીલનું ઇનિયડ, ફિરદૌસીનું શાહનામું ને ચન્દ બિરદાઇનો પૃથુરાજરાસો, ડાન્ટેની ડિવાઇન કોમેડી ને તુલસીદાસજીનું રામમાનસ, મિલ્ટનનો પેરેડાઇઝ લોસ્ટ ને મહેરામણજીનું પ્રવીણસાગર, બાણભટ્ટની કાદમ્બરી ને ગોવર્ધનરામભાઇનો સરસ્વતીચન્દ્રઃ એ ગ્રન્થરાજોમાં એ ગ્રન્થકારોની લગભગ સકલ દૈવી સંપત્તિ વિરાજમાન છે. એ મહાગ્રન્થોનાં વાણી ને અર્થમાં એક તારના નહિ, આત્મસારંગીના સમસ્ત તારસંકળના ઘેરા સંગીતબોલ બોલે છે, અને અનેક જન્માન્તરના પડઘાઓના અનુભવસૂર ગાજે છે.

બીજું એ પરિણામ પરિણમે છે કે વેરાયેલા તારલાઓ સમાં Problem કાવ્યો કે Problem નવલકથાઓ નથી જન્મતાં, પણ વિરાટસ્વરૂપી Life poem ને Life novelની કલામૂર્તિઓ પ્રગટે છે. ગણપતિમેળામાંની ગ્હેંતિયા ગણપતિમૂર્તિઓ નહિ; ધારાપુરીમાંની ચારચાર પાંચપાંચ માથોડાંઉંચી મહાકાય કલાપ્રતિમાઓ સંસારચોકે સ્થપાય છે. આત્માની એક કલા નથી ઉગતી; જ્યોત્સ્નાઓઘવન્તો પૂર્ણિમાનો સોળપાંખડી ચન્દ્રરાજ સાહિત્યાકાશમાં ઝઝુમી રહે છે.

આવી કારણમાળાને કારણે પ્રાચીન મહાકાવ્યભાવનાવન્તા રસગ્રન્થો કબીરવડ જેવા ઘટાગોરમ્ભતા ને હિમાલય સમા ઝીણા શિખરો ગુફાઓ કન્દરાઓની ભૂલભૂલામણીસોહન્તા હોય છેઃ અનેક શિખરશોભિત પણ એક પગથારવન્તાઃ પૃથ્વી સમા નક્કર, સંયોગીકરણના સામર્થ્યવન્તા ને સાગર સમા અનેકસરિતભરપૂર. એમાં ચીતર્યાં હોય કો વ્યક્તિ નહિ; કુતોહની નહિ;

ઝણકાર સમી સદા ઝમઝમતી, કિરણ જેવી નર્તતી, કલ્પના; આડીઅવળી ઉડતી વિદ્યુલ્લતાના જેવા ચમકાર કરતા ભાવપ્રકાશ; અને સૌમાં સચ્ચિદાનન્દ સમી વ્યાપ્ત, ઓજસ્વી, ઉન્નતગામિની, સૌન્દર્યનિર્ઝરતી, કવિતા: સરસ્વતીચન્દ્રનું એ ચિરંજીવ રસચેતન છે. હિન્દી મહાસાગરની પેઠે સરસ્વતીચન્દ્ર આર્યાવર્તના ને વર્તમાન યુગના સમસ્ત કિનારાને ધૂવે છે; ત્હેનાં ગિરિમાળ જેવાં જળમોજ અન્ય દેશોના ને અન્ય યુગોના કાંઠાઓને ભીંજવતા વહે છે. ભાવનગરના દેશી રાજ્યને બદલે હસ્તિનાપુરના જગત્‌વિખ્યાત રાજપ્રાસાદોમાં સરસ્વતીચન્દ્રની વસ્તુભૂમિકા ગોવર્ધનભાઇએ સ્થાપી હોત તો એ કાદમ્બરીનો જગત્‌મહિમા ઝીલતાં આટલો વિલંબ ન લાગત કે આટલી દલીલે અનાવશ્યક થાત. સ્વભાવસરલ દુનિયાં તો સહેજે માની લે છે કે મ્હોટાં મન્દિરોમાં મ્હોટા દેવ વસે છે !

રસઝીલન્તા શ્રોતૃગણ ! એક વાર ત્હમારી કલ્પનાને સતેજ કરો. ઇતિહાસનાં મહાપુરુષોને ભૂતકાળની કન્દરાઓમાંથી આણી સ્મરણમંડપે પધરાવો. અન્તર્દેશે જગતની સાહિત્યોપનિષદ ભરો. જગત્‌સાહિત્યના કાળરત્નાકરનો રત્નસંગ્રહ એ રસોપનિષદમાં આમન્ત્રીને સ્થાપો. જગતના સર્વોત્તમ કાદમ્બરીકારોનું મહામંડળ જમાવો. સ્કોટલાંડનાં સરોવરો ને ગિરિમંડળમાંથી સર વોલ્ટર સ્કોટ ને લંડનના લોકમહેરામણમાંથી ડિકન્સ આવશે. ફ્રાન્સના વિલાસવિલોલ રંગમહેલોમાંથી ડૂમાને ને ઝોલાને, બાલઝાકને ને હ્યૂગોને ન્હોતરજો. જર્મનીના ઘેરગમ્ભીર મહાવનમાંથી ગોઇથેને સાદર સિંહાસને શોભાવો. હિમપ્રદેશ રશિયામાંથી ટરગેનિફ ને તપસ્વી ટોલસ્ટોય આવી વિરાજશે. સ્કેન્ડિનેવિયાનો બીવર્નસન, સ્પેઇનનો સરવેન્ટિસ, અમેરિકાનો હોથોર્ન, પ્રભાજ્યોતિ સમા, એ રસમંડપને પ્રભામય કરશે. કાશ્મીરની તળેટીછાયામાંના

અચ્છમલ—અચ્છોદ સરોવરેથી બાણભટ્ટ અને ભાગીરથીજળપવિત્ર બંગદેશમાંથી બંકિમચન્દ્ર કુંકુમપાટલે તેજસ્પુંજ સમા ઝળહળશે. મહાકાદમ્બરીકારોની એ રસોપનિષદમાં આઘે આઘેથી ધીરી—ગજગજધીરી પગલીએ જનક વિદેહીનો એક સંપ્રદાયી—A practical ascetic—પધારશે. એનો વેશ મેલાઘેલા જેવો સાદો સુદામાશાઇ છે, પણ એની મુદ્રામાં સુદામ જીનાં બ્રહ્મવર્ચસ્ છે. ફૂલમાંથી સુગન્ધ ફોરે એમ એનાં અંગઅંગમાંથી રસસુગન્ધ ફોરે છે. એની રસછાબમાં સરસ્વતીચન્દ્રના ચાર ભાગ છે. સહુને સસ્નેહ પ્રણમતો તે સંચરે છે. એ રસોપનિષદ શું કરશે? ત્હમારી કલ્પનાને પૂછો; જગતની સત્યનિષ્ઠાને પૂછો; કાલિદાસનું શાકુન્તલ ત્રીજી વાર વાંચી, શિરે ચ્હડાવી, ગોઇથે નાચ્યો હતો એ ઇતિહાસવાર્તાને પૂછો. ડહાપણભંડાર ને અનુભવવૃદ્ધ ગોઇથે ગોવર્ધનભાઇના મહાભારતના અર્થવિસ્તારમાંથી નવડહાપણનાં નવનીતઘન સારવશે: તપસ્વી ટોલસ્ટોય ગોવર્ધનભાઇના તપોમય જીવનવૈરાગ્યને સાનન્દ સત્કારશે: સૌન્દર્યવૈભવી બાણભટ્ટ ગોવર્ધનભાઇની સૌન્દર્યપૂજાને અભિનન્દશે: અન્તર્યામીના સહસ્ત્રપુટ પટ ઉખેળતો હોથોર્ન ગોવર્ધનભાઇની સુન્દરગિરિનાં શિખરપરની માનવઆન્તરમીમાંસાને નમન નમશે; સંસારશાસ્ત્રી બાલ્ઝાક ને લોકસંગ્રહવાંછુ હ્યૂગો ગોવર્ધનભાઇનાં સંસારમન્થન ને લોકસંગ્રહવાંછાને સોત્સાહ સન્માનશે. શિષ્ટોના સદાચારને અનુસરી મહાજનોની એ રસોપનિષદ એ ગુર્જર નવલનાટકરત્નને મધુપર્ક આતિથ્યસત્કાર દેશે; સરસ્વતીચન્દ્રને સરસ્વતીના સાક્ષાત અમૃતવર્ષતો ચન્દ્રમા જાણી, પુષ્પ પત્ર ફળ તોયનથી વધાવી, માનવવંશના કલ્યાણઉદ્ધાર કાજે સંગ્રહાયેલા જગતગ્રન્થાલયમાં જતનથી મૂકી જાળવશે; ને ગુર્જરીના શાણી સન્તાન સંગાથે ભૂત ભવિષ્ય ને વર્તમાનની, તેમ આ લોક-પરલોક ને સકલ લોકની, કંઇ કંઇ મહાવાર્તાનો બ્રહ્માનન્દ માણશે. જગત્-કાદમ્બરીકારોની મહોપનિષદ એમ ગોવર્ધનભાઇને સન્માની મહાસ્થાને સ્થાપશે.

બાણભટ્ટની કાદમ્બરી, અરબની રાત્રીઓ, ગોઇથેનો વિલ્હેમ મિસ્ટર, હ્યૂગોની લે મિઝરેબલ, ને ગોવર્ધનભાઈનો સરસ્વતીચન્દ્ર: મહાકાવ્યની ભાવનાવન્તી, ગદ્યમહાકાવ્ય સમોવડ, જગતની એ પંચ મહાકાદમ્બરીઓ. પૃથ્વી વીંટતા જાણે પાંચ મહાસાગર. ભૂગોળ ભાખે છે કે પૃથ્વીપગથારે ¼ ધરતી છે, ને ¾ પાણી છે. આપ જાણો છો કે જગત્‌સાહિત્યે ૭૫ ટકા રસસાહિત્ય છે, અને ૨૫ ટકા અન્ય સકલ સાહિત્યભંડાર છે. આણુપાણુની કંઈક ભૂલ હોય તો સુધારી લેશો.

સાહિત્યરસિક શ્રોતૃજન હો! ઉર્વિસાર ગુજરાત એવી શંકર બ્હારોટની ભુવનાદિત્યના રાજદરબારમાંની ગુણગર્જના છે. 'ગુર્જરદેશ ગરૂવો ઘણો' એવું આસળભટ્ટનું ગૌરવવચન છે. 'ગુણ ગા, ગુણવન્તી ગુજરાત!' એવો ગુણવન્ત ઉદ્‌બોધનનો દલપતબોલ છે. 'જય જય, ગરવી ગુજરાત' એવી નર્મદની જયવન્દના છે. 'દેશ ગુજરાત દુનિયાંમેં જૈસો દીસે બાગ' ભાષાકવિતા ઉદ્‌ગાતા ગુર્જર કવીશ્વરનો એ ભાષાટહુકો છે. Park-like land of Gujarat એવી આદિની અંગ્રેજપ્રશસ્તિ છે. એવા આપણા પૃથ્વીના સારરૂપ, ગરૂવા, ગુણવન્તા, જગત્‌-ઉદ્યાન સરિખડા ગુર્જરઉપવનમાં ચારુતરની રમણીય કુંજો છે. હૈયાની સેરો સમી મહી સુકુમાર સરિતાઓ વહે છે. વાદળી જેવડા વડલા ને મેઘાડમ્બર સમાં આંબાવાડિયાંથી ઘેરાયેલાં સરોવરોથી શોભતી એ કુંજમાં જટાનાં ઝુલ્ફાં જેવી એકએક વૃક્ષે લટકતી પખવાડિયાની તિથિઓ જેટલી વેલડલટોથી ગૂંથાયેલા રસપલ્લવિત લીલમલીલા અનેક લતામંડપો છે. ડાકોરજીની ને વડતાલની ત્હાં હરિકુંજો છે. ચારૂતરના એ ઉપવનમાં નવ સરોવરે સોહન્તું નડિયાદનું વ્રજ છે. ૧૯મી સદીની છેલ્લી પચ્ચીસીમાં નડિયાદનું વ્રજ ગુજરાતનું સાહિત્યતીર્થ હતું. એની દક્ષિણે દૂર દૂર પ્રેમાનન્દનું વડોદરા ને દયારામનાં ચાંદોદકરનાળી છે;

એની ઉત્તરે સમીપમાં સામળનું સિંહુજ ને એની પાછળ અખાદલપતનું અમદાવાદ છે. દયારામની રસિકતા, પ્રેમાનન્દનો કવિત્વવૈભવ, સામળનો વાર્તાપ્રવાહ, અખાની ક્લિસૂફી, ને દલપતનું સંસારદર્શન એ વ્રજમાં ઉતર્યાં છે, ને એ પચરંગી ગુણગૂંથણ નડિયાદની વ્રજસન્તતીમાં સુવિકાસેલાં છે. પચાશેક વર્ષ ઉપર નડિયાદનું વ્રજ પ્રકૃતિદેવીબક્ષ્યા વનસ્પતિવૈભવથી છલકાતું એટલું પરબ્રહ્મબક્ષી બ્રહ્મલક્ષ્મીથી ઉભરાતું. શાકુન્તલ ને મનુસ્મૃતિના ભાષાન્તરકાર ઓ. ઝવેરીલાલ યાજ્ઞિક અને રાજધુરન્ધર કાર્યદક્ષ કર્તવ્યધર્મનિપુણ હરિદાસભાઈ—અને એમના અંગમાં સમાતો એમનો કુટુંબપરિવારઃ એ રાજકાર્યભારીઓ એ વ્રજમાં વસતા. વેદાન્તઅભ્યાસી છતાં જગતવાર્તામાં કર્તવ્યધર્મનિપુણ, અસ્તોદયના સિદ્ધાન્તઆલેખક, કચ્છસૌરાષ્ટ્રના Divan Maker, શ્રીયુત મનઃસુખરામભાઈ, તથા કુસુમાવલિ ને ઈન્દ્રજિતવધ કાવ્યમાં કાદમ્બરી ને રઘુવંશના અનુકરણકાર લૂણાવાડાનરેશના રાજમન્ત્રી દોલતરામભાઈ—એમના પણ એ વ્રજમાં વાસ હતા. મછંદર સમા અવધૂત, મસ્તકવિ બાલાશંકર એ વ્રજમાં ગઝલો લલકારતા. નિબન્ધકાર નવલકથાકાર નાટકકાર ભાષાન્તરકાર ઇતિહાસમન્થનકારઃ એમ અનેક પ્રવૃત્તિપરાયણ, વેદાન્ત ઇતિહાસ ને કવિતાની રસભોમમાં સ્વચ્છન્દ વિહરતા, શાંકરવાદનો કેવલાદ્વૈતધ્વજ ફરકાવતા,—અને એને વૈષ્ણવી સુદર્શન કહેતા, બહુરંગી પ્રો. મણિલાલ એ વ્રજમાં ઝણકારા મારતા. ગિર્વાણની વાક્‌લક્ષ્મી સમી કાદમ્બરીને ગુજરાતીમાં ઉતારતા ને બાણભટ્ટને આપણા સાહિત્યમાંડવડે ન્હોતરતા છગનલાલ પંડ્યા એ વ્રજના વતની છે. એવું તેજસ્વી સપ્તર્ષિમંડળ નડિયાદના આકાશમાં પચ્ચાશેક વર્ષ ઉપર રમતું ઝૂમતું હતું. પણ એ સપ્તર્ષિઓના સારરૂપ, અને એથી યે અધિકેરો, જેની એ સપ્તર્ષિઓ પ્રદક્ષિણા કરે ને મુગટસ્થાને માને એવો, ધ્રુવ તારલો એ નભોમંડળમાં ત્ય્હારે વિરાજતો. વૃદ્ધ ઋષિવરોમાં યૌવનઓજસ્વી શુકદેવ સમો તે

સપ્રભ શોભતો. નટપદ્રનો એ ધ્રુવ તારલો તે જગત્સાક્ષર ગોવર્ધનરામ. ઝવેરીલાલ ને હરિદાસ, મનઃસુખરામ ને દોલતરામ, બાળાશંકર મણિલાલ ને છગનલાલ, અને ગોવર્ધનરામઃ એવી અઢળક અષ્ટસિદ્ધિવન્તા ત્હારના નડિયાદને માટે કારલાઇલના વીમર માટેના પ્રશસ્તિબોલ ઉચ્ચારી શકાય કેઃ Possessing such an eight, the small town of Nadiad, some fifty years ago, might challenge the proudest capital of the world to match it in intellectual wealth.

એ ખરૂં છે કે સરસ્વતીચન્દ્ર તે નથી વેદ કે નથી ધમ્મપદ, નથી ઇંજિલ કે નથી કુરાન. ને ગોવર્ધનભાઇ યે નથી વ્યાસ કે વાલ્મીકિ, નથી હોમર કે ફિરદૌસી. સરસ્વતીચન્દ્રનો રસગ્રન્થ નથી ભાગવત કે ડિવાઇન કોમેડી. સરસ્વતીચન્દ્ર શું નથી તે સૌને સુવિદિત છે. એનાથી નિરવધિ આત્મસંપત્તિવન્તા રસગ્રન્થો સરસ્વતીના જગત્વાગ્ભંડારે નથી એમ નથી. છતાં સરસ્વતીચન્દ્ર જગતની ચિરંજીવ મહાકાદમ્બરી છે, ને અમૃતલેખિનીશાળી ગોવર્ધનરામભાઇ જગતના એક મહાકાદમ્બરીકાર હતા. નડિયાદના વ્રજમાં એ મહાનુભાવ ઋષિજન વિરાજતા ને બ્રહ્મલીલાનાં વેદગાન સમો એમનો કીર્તિધ્વનિ ત્યહાં ગાજતો. કલાપી ત્યહાં જતા; લલિતજી ત્યહાં જતા; પ્રો. ગજ્જર, દિ.બ. કેશવ હર્ષદ ધ્રુવ ત્યહાં જતા. સાક્ષરત્વને ગુજરાત ત્યહારે ત્યહાં શોધતું.

ગોઇથેનું વિલ્હેમ મિસ્ટર, અરબની રાત્રીઓ, હ્યૂગોનું લે મિઝરેબલ, ને ગોવર્ધનભાઇનો સરસ્વતીચન્દ્રઃ ચાર દિશાઓની દેવીઓ જેવી દિશાઓને સિંહાસને એ ચાર કાદમ્બરીઓ વિરાજે છે. એ સહુ ઉપર આકાશકેન્દ્રે, દેવલોકના ઝુમ્મર જેવી અનેકજ્યોત, પાંચમી બાણભટ્ટની કાદમ્બરી લળેઢળે ને લૂમેઝૂમે છે. છઠ્ઠી

એવી મહાકાદમ્બરી લખાશે ત્હારે પૃથ્વી ત્હેને તેટતેટલા ભાવે પૂજશે. દિશા-મંડળનો ખૂટતો ચોક આજે તો ગુજરાતે પૂર્યો છે.

સજ્જનો અને સજ્જનીઓ ! ઇતિહાસ કહે છે કે સરસ્વતીચન્દ્ર છપાયો એ મહા-તિથિએ આપણા અર્વાચીન ગુજરાતી સાહિત્યે જગતસાહિત્યમાં પગ મૂક્યો.

મૂળ લખ્યું : ૩-૧૨-૧૦
સુધારીને લખ્યું : ૧૩-૮-૩૩
કૃષ્ણજન્માષ્ટમી

